પૂજ્યશ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા-મણકો ૭

# પૂજ્ય શ્રી
# લાધાજી સ્વામીનું
# જીવનચરિત્ર.

લેખક
એ મહાત્માના એક શિષ્ય
મુનિ શ્રી છોટાલાલજી.
( લીંબડી સંપ્રદાય. )

પ્રસિદ્ધ કરનાર
ખેમચંદ નરોત્તમદાસ ભાવસાર.
બવલેન, ભાયખલા, મુંબઈ.

સુધારા વધારા સાથેની બીજી આવૃત્તિ-પ્રત ૫૦૦.
વીર સંવત ૨૪૪૫. વિ. સંવત ૧૯૭૫. ઈ. સ. ૧૯૧૯.

મૂલ્ય ૮ આના.

ગુજરાત [illegible] પૌરાણિક [illegible] પુસ્તક પ્રસિદ્ધ કરવામાં કઠોરનિવાસી મહુંમ લલ્લુભાઈ કુબેરદાસ વખારવાળા તરફથી કેટલીક સહાયતા મળી છે, માટે તેમનો આભાર માનવામાં આવે છે.

## નિવેદન.

આ પુસ્તક પ્રસિદ્ધ કરીને જિજ્ઞાસુઓને મફત આપવાનો પહેલાં મારો ઇરાદો હતો, પરન્તુ કેવળ મફત અપાતી વસ્તુઓને કેટલાક નિર્મૂલ્ય સમજે છે તેથી છેવટે તેનું પડતર કિંમત જેટલું મૂલ્ય ઠરાવી તેમાંથી ઉપજતી સઘળી રકમ વઢવાણકેમ્પ ખાતે પૂજ્ય શ્રી બાપાજી સ્વામીના નામથી સ્થાપવામાં આવેલી લાયબ્રેરીના ખાતામાં આપી દેવાનો ઠરાવ કર્યો છે.

લી૦

પ્રકાશક.

શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું–ખાડીઆ–અમદાવાદ.

ૐ

## સદ્‌ગત ગુરૂવર્ય પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પ્રતિ-

## સ્મરણાંજલિ.

### સોરઠા.

લબ્ધજીત તુજ નામ, સેવ્યા સમભાવે સદા;
ચિંતામણી સમાન, મનવાંચ્છિત સહુ પૂર તું. ૧

આ મર્ત્ય લોક માંહ્ય, દેખ્યા દેવ સરીખડા;
કરવા પર ઉપકાર, જાણે અવતારી થયા. ૨

"ગુરૂ ગોવિંદ સમાન," જ્ઞાની શાસ્ત્ર મહીં કથે;
અનુભવી જાણ્યું આજ, જ્યારે તુજ દર્શન થયાં. ૩

શત્રુ મિત્ર સમભાવ, તમ હૃદયે વાસો વસે;
નહોતો ભેદ લગાર, જ્ઞાની અજ્ઞાની તણો. ૪

નહોતું ભાન લગાર, વનચર સમ જવ રખડતો;
તમે ગ્રહ્યો મુજ હાથ, તારણ ભવસિન્ધુ થકી. ૫

દેઇ અમૂલું જ્ઞાન, ભાન કરાવ્યું જીવનનું;
સેવા ધર્મ શ્રીકાર, શીખાવ્યો પ્રેમે કરી. ૬

"મનુષ્ય માત્ર ભૂલ પાત્ર, અજ્ઞાનાંધારે રહ્યા;"
"તેવા ઉરની માંહ્ય, જ્ઞાન દીપક પ્રકટાવવો:" ૭

"તિરસ્કાર મહા પાપ, દોષયુક્ત માનવતણો;"
"ભેટવું પ્રેમ સહિત, પવિત્ર સૂત્ર જ શીખવ્યાં." ૮

દયા, ક્ષમા, ને પ્રેમ, ત્રિગુણાત્મક જીવન બધું;
માનવ દેહની માંહ્ય, દૈવી જીવન ભોગવ્યું. ૯

દસમી શ્રાવણ કૃષ્ણ, ઓગણીસેં ચોસઠ તણી;
સ્થૂલ દેહ કરી ત્યાગ, સ્વર્ગમહીં પ્રભુ! સંચર્યા. ૧૦

ભવ અર્ણવની માંહ્ય, મોહાદિક મોજાં ચડે;
તેમાં છે મુજ નાવ, દયા કરી પ્રભુ! તારજો. ૧૧

બહુ વદું શું નાથ? બાંહ્ય ગ્રહ્યાની લાજ છે,
દીનતાભરી અરદાસ, હ્રદયમહીં ગુરૂ ધારજો. ૧૨

લી૦
બાળ શિષ્ય
મુનિ છોટાલાલજી.

# પ્રસ્તાવના.



**सरीरमाहु नावीत्ति । जीवो वुच्चइ नाविओ ।**
**संसारो अणवो उत्तो । जं तरन्ति महेसिणो ॥**
**उत्तराध्ययन अ० २३ ॥**

અર્થ—સંસાર એ સમુદ્ર છે, શરીર એ સમુદ્રનું નાવ છે, જીવ એ નાવને હાંકનાર છેઃ એ સંસારરૂપી સમુદ્રને કોઈ મુમુક્ષુ મહાત્માઓ તરી જાય છે.

સંસાર એ અર્ણવ અર્થાત્ સમુદ્ર છે ખરો, પરન્તુ આજકાલ સમુદ્ર ઉપર વિજય મેળવનારાં યુક્તિ–પ્રયુક્તિવાળાં વહાણોની રચના મનુષ્ય બુદ્ધિએ શોધી કાઢી હોવાથી એકલા અર્ણવના ઉપમાનથી સંસારની વ્યાખ્યાનું સ્પષ્ટ નિદર્શન થઇ શકતું નથી. તેટલા માટે સંસારને ભરતીવાળો, વાવાઝોડાથી ખળભળી ઉઠેલો અને મેઘગર્જનાથી ભયંકર બની ગએલો એવો સમુદ્ર કહીએ તો તેથી સંસારનિર્વાહની કિલષ્ટતાઓનો સર્વાંશે નહિ પણ કિંચિત્ અંશે ખ્યાલ આવી શકે છે. એવો અર્ણવ ગમે તેવા ચતુર નાવિકને પણ ગભરાવી મેલે તેવો થઇ પડે છે; તેથી ઉલટું એક સામાન્ય

અર્ણવ યુકિતઓવાળાં વહાણુ-કુઝર કે સબમરીનથી તરી જવાય છેઃ કહેવાનું તાત્પર્ય એ છે કે મુશ્કેલીઓથી ભરેલા સંસારને તરી જવાનું કામ ઘણું કઠીન છે અને તેને તરી જનારાઓ આ જગતમાં વીરલ જ માલૂમ પડે છે. પરન્તુ જગત્ આશાવાદી છે અને તેથી ઉચ્ચાશયને દૃષ્ટિ સમીપે રાખીને ઉદ્યમ કરે છે—પછી તેમાં સફળતા મળે કે નિષ્ફળતા મળે તેનો વિચાર તે ઓછો કરે છે. આ કારણથી જોકે સંસારને તરી જનારા થોડા જ હોય છે તોપણ તરી જવાના ઉમેદવાર ઘણી વાર નિકળી આવે છે; અને હાલના કળિકાળમાં એવા ઉમેદવારો નીકળી આવે છે, સમુદ્રમાં વધુ-ઓછા અંતર સુધી પોતાની નૌકા સહીસલામત રીતે હંકારી જાય છે, નૌકામાં કાણું પડી જાય નહિ અને સમુદ્રનું ખારૂં જળ તેની અંદર ભરાઇ જાય નહિ એવી કાળજીથી સમુદ્રમાં નૌકાને તરતી રાખે છે, વાવાઝોડાને અવસરે વખત વિચારી સાવધાન બની જાય છે, અને છેવટે નૌકા તરતી રહે ત્યાંસુધીમાં સમુદ્રનું થોડું યા વધુ અંતર કાપી શકે છે એ પણ ઓછું હર્ષ પામવા જેવું નથી. આ કાળમાં સમુદ્રને સર્વાંશે તરી જનારાઓને અભાવે ઓછેસુધી તરી શકનારાઓ પણ આપણા માનને પાત્ર લેખાવા જોઇએ,

તેઓની શક્તિઓનો તથા વિશિષ્ટતાઓનો અભ્યાસ આપણે કરવો જોઇએ, તેમની ચતુરાઇ તથા કળાકુશળતાનું નિરીક્ષણ કરવું જોઇએ અને તેમના જેવા થવા માટે ઉદ્યમશીલ બનવું જોઇએ: આ હેતુથી એવા જ એક તરીયાના જીવનનું આલેખન આ લઘુ ગ્રંથમાં કરવામાં આવ્યું છે.

પૂજ્ય શ્રી લાધાજી સ્વામીએ ઘણી નાની વયથી એ સાગરને તરી જવાની પોતાની ઉમેદવારી નોંધાવી હતી અને તે માટેની તૈયારીઓ તેમણે ખરા મનથી કરવા માંડી હતી. છેવટે સાગરમાં પોતાનું નાવ છૂટું મૂક્યા પછી પણ તેમણે બહુ શ્રમ, ખંત, જ્ઞાન, ડહાપણ અને દીર્ઘ દૃષ્ટિથી તેને સફળ રીતે તરતું રાખ્યું હતું. **नाणेण मुणी होइ, न मुणी रण्णवासेण**—અર્થાત્—જ્ઞાને કરીને મુનિ થવાય છે, અરણ્યવાસથી મુનિ થવાતું નથી એ સિદ્ધાંતને દૃષ્ટિ સમીપે રાખીને તેમણે જ્ઞાનમાં આગળ વધવાની પ્રવૃત્તિ પોતાનું વહાણ તરતું રહ્યું ત્યાંસુધી ચાલુ રાખી હતી. આવા એક ઉત્તમ નાવિકનું ચરિત્ર જનસમાજને બહુ ઉપયોગી નીવડશે એવી ધારણાથી આ નાનું પુસ્તક લખ્યું છે અને જો વાચકવર્ગને તેમાંથી કિંચિત્ પણ ગ્રહણ કરવા યોગ્ય જણાશે તો તેથી હું મારો પ્રયાસ સફળ થયો સમજીશ.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ સંવત્ ૧૯૬૪ માં પ્રસિદ્ધ થઇ હતી. ત્યારપછી ૧૧ વર્ષે તેની આ બીજી આવૃત્તિ વિશાળ ફેરફારો અને સુધારા વધારા સાથે તૈયાર કરી છે. જીવનચરિત્ર લખવાની પૃથા આપણામાં બહુ થોડી છે અને ઘણા ત્યાગીઓ તેમ જ સંસારીઓના જીવનના કેટલાક પ્રસંગો એવા હોય છે કે તે જાહેરમાં આવ્યા હોય તો સમાજને ઉપદેશક થઇ પડ્યા વિના રહે નહિ; પરન્તુ તેવા પ્રસંગો પુસ્તકારૂઢ થતા નથી, લોકો પોતે જ એવા પ્રસંગોનો ઇતિહાસ જાળવી રાખવાની કાળજી ધરાવતા નથી અને તેથી આવાં ચરિત્રો તૈયાર કરવાનું કામ ઘણું મુશ્કેલીવાળું થઇ પડે છે. કાંઇક પરચુરણ માહિતી, કાંઇક કાગળપત્રો, કાંઇક મુખોપમુખ ચાલી આવતી વાતો અને કાંઇક વિદ્યમાન પુરૂષોના સ્મરણમાં રહેલી વિગતો એવી સામગ્રી એકઠી કરીને તેમાંથી આવું ફળ નિર્માણ કરવું પડે છે અને તેથી જોકે તેમાં ઘણી ન્યૂનતાઓ રહી જવા પામે છે, તોપણ 'કાંઇ નહિ હોવા કરતાં થોડું પણ સારૂં'— **सर्वनाशे समुत्पन्ने ह्यर्धं त्यजति पंडितः** એ ન્યાયે આ પુસ્તક તૈયાર કરવાનું અને તેને પ્રસિદ્ધિમાં મેલવાનું વાજબી માન્યું છે.

હું પૂજ્ય શ્રી લાધાજી સ્વામીનો એક ભક્તિમાન્ શિષ્ય છું. માત્ર તેમનાં ગુણગાન કરવાને જ કાંઇ આ પુસ્તક મેં લખ્યું નથી; છતાં હૃદયની ભક્તિવશતાને લીધે કોઇ સ્થળે કિંચિત્ અતિશયોક્તિનો દોષ થવા પામ્યો હોય તો તે માટે હું પહેલેથી જ ક્ષમાની પ્રાર્થના કરીશ. મારી સમજણ પ્રમાણે હું કોઈ પણ જાતની અતિશયોક્તિ નહિ થવા દેવાની સંભાળથી જ વાકયે વાકયે આગળ વધ્યો છું અને માત્ર વાસ્તવિક સ્થિતિમાં જ સર્વ પ્રસંગોને આલેખીને તે ઉપ-રથી કાર્યકારણવાદને અનુસરીને વિવેચન કર્યું છે. કેટ-લાક જીવનચરિત્રના લેખકો પોતાના ચરિત્રના નાયકના ગુણાનુવાદમાં એટલેસુધી ખેંચાઇ જાય છે કે એ નાયકને મનુષ્યકોટિમાંથી ઉંચે ચડાવીને દેવકોટિમાં મેલવા જેટલી અતિશયોક્તિ કરતાં પણ પાછું વાળી જોતા નથી। તેઓ કોઇ અવતારી મહાત્માની પેઠે પોતાના ચરિત્રના નાયકના જન્મ પહેલાંના તથા બાલ્યાવસ્થાના અદ્ભુત પ્રસંગોની વાર્તાઓથી પ્રારંભ કરીને અંતિમ સમયસુધી એવી અદ્-ભુત વાતોનો સંબંધ એવી રીતે જોડી દે છે કે પછી તટસ્થ વાચકને તેમાં "કાગળની કોથળીમાં ખીલા ભરેલા" હોય એવું જ માલૂમ પડે છે. જીવનચરિત્રોનો આ એક

સામાન્ય દોષ બહુ જોવામાં આવે છે અને તે ઉપર સખ્ત ટીકાઓ પણ થએલી છે, એટલે એ દોષ આ જીવનકથાનકમાં આવે નહિ એટલું ખાસ ધ્યાનમાં રાખીને મેં આ લઘુ પુસ્તક લખ્યું છે. હું આશા રાખું છું કે વાચકો હંસની પેઠે નીર–ક્ષીર ન્યાયે માત્ર ગુણનું જ ગ્રહણ કરવા તત્પર રહેશે.

આ પુસ્તક લખવામાં મારા જ્યેષ્ઠ ગુરૂબંધુ પંડિત મહારાજ શ્રી ઉત્તમચંદ્રજી સ્વામીએ, તેમ જ પૂજ્ય શ્રી લાધાજી સ્વામીના ગુણાનુવાદના શ્લોકો લખવાદ્વારા પં. મુનિરાજ શ્રી રત્નચંદ્રજી સ્વામી તથા શાસ્ત્રી ભાણજીભાઇએ જે મદદ કરી છે તે માટે તેમનો આભાર માનવો ઉચિત લેખાશે. પુસ્તકના અંતમાં પંડિત મુનિરાજ શ્રી ઉત્તમચંદ્રજી સ્વામીએ રચેલા શ્લોકો તથા પં. મુનિરાજ શ્રી રત્નચંદ્રજી સ્વામીએ રચેલું અષ્ટક આપવામાં આવેલું છે અને તેમણે તથા બીજાઓએ રચેલા અન્ય શ્લોકો પૃથક્ પૃથક્ પ્રસંગોને અનુસરતા હોય તે તે પ્રસંગોના કથાનકોમાં દાખલ કરવામાં આવેલા છે.

છેવટે આ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરનાર શા. પ્રેમચંદ ન. ભાવસારે જે શુભ આશયથી આ પુસ્તક છપાવી

તેની સઘળી પ્રતો પૂજ્યશ્રી લાધાજી સ્વામીના સ્મરણમાં ખોલવામાં આવેલા પુસ્તકાલયના લાભ માટે અર્પણ કરી દીધી છે, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

આ પુસ્તક છપાવવામાં ગોંડળવાળા કોઠારી વનમાળીદાસ કરસનજીનાં વિધવા પત્ની બાઈ રંભાબાઇએ રૂ. ૨૫ ની સહાય કરી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

આ પુસ્તક લખવામાં જેમ બીજાઓની સહાય મળી છે તેમ જ શ્રીયુત ચુનીલાલ વર્ધમાન શાહે કિંમતી સહાય કરી છે અને તેથી જ આ પુસ્તક સુન્દર થયું છે.

વઢવાણ કેમ્પ.
વી. સંવત ૨૪૪૫–વિ. સં. ૧૯૭૫
ફાગણ સુદી ૨ ને સોમવાર.

મુનિ છોટાલાલજી.



# અનુક્રમણિકા.




# પૂજ્ય શ્રી

# લાધાજી સ્વામીનું જીવનચરિત્ર.

## પ્રકરણ ૧ લું.

### કુટુમ્બ અને જન્મ.

स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ।

અર્થ—તેનો જન્મ સાર્થક છે કે જેના જન્મથી આખો વંશ ઉન્નતિ પામે છે.

કચ્છ દેશ તેની પૂર્વ સમયની જાહોજલાલીને માટે તેમ જ ઇતિહાસમાં તેના રાજવંશે

પોતાનાં શૌર્ય, વીર્ય અને પરાક્રમથી જે કીર્તિ સંપાદન કરેલી છે તેને માટે સુવિખ્યાત છે. ગીરાસીયાઓની અટારીયો, ચારણોની કટારીયો, વાણિ-ચાની પટારીયો અને ખેડૂતોની ખટારીયોએ એ દેશ-માં સારી નામના મેળવી હતી એમ કહેવાય છે: તાત્પર્ય એ છે કે રાજવંશ આબાદ હતો, ક્ષત્રિયો શૂરા હતા, વ-ણિક વર્ગ વેપારની સ્થિતિથી ધનવાન હતો અને ખેડૂતો ખેતીને લીધે આબાદ હતા. પૂર્વે એ એક બેટ હતો અને હજી પણ જ્યારે કચ્છનું રણ પાણીથી ભરાઈ જાય છે ત્યારે તેનું સ્વરૂપ દરિયા વચ્ચેના બેટ સરખું જ માલૂમ પડે છે. હાલનાં તેનું રાજધાનીનું નગર ભૂજ છે. કચ્છ-માં જાડેજા રાજપૂતો રાજ્ય કરે છે. ભૂજથી ઉતરતું નગર માંડવી છે અને તે બંદર હોવાથી ત્યાંના લોકો ઉદ્યોગી અને આબાદ છે, તથા વસતીમાં જૈન વણિકોની સારી સં-ખ્યા છે. માંડવીની પૂર્વે ૩૦ ગાઉ જેટલા અંતર પર અંજાર શહેર છે. માંડવી ઉપરાંત કચ્છનું એક મોટું બંદર મુદ્રા છે. મુદ્રાની ઉત્તરે ગુંદાલા નામનું એક સાધારણ ગામ છે અને ત્યાંની વસ્તી આશરે ૫૦૦ ઘરની છે, જેમાંનાં ૩૦૦ થી ૩૫૦ ને આશરે સ્થાનકવાસી જૈન કુટુંબો જ છે.

તેઓ સચ્ચળા ઓશવાળ જ્ઞાતિના છે. ઓશવાળ જ્ઞાતિ કચ્છમાં, મારવાડમાં અને ગુજરાતમાં સારી રીતે જાણીતી થએલી છે અને પૂર્વે તે કોમના કેટલાક વીર નરોએ તે તે દેશોના રાજકારણમાં પણ અગત્યનો ભાગ લીધો હતો, એમ ઇતિહાસ કહે છે. ઓશવાળ અથવા 'ઉસ વંશ'–'ઊએશ' વંશની સ્થાપના થયાને આજ લગભગ દોઢ હજાર વર્ષ થયાં છે અને એ વંશની સ્થાપના 'ઊએશ' નામના નગરમાં શચી માતાની કૃપાથી ઉહડ નામના એક શ્રીમાળી વણિકે કરી હતી. આ વંશ શ્રીમાળી વંશથી જૂદો પડ્યો તેનું કારણ બહુ સમજવા જેવું છે. શ્રીમાળ નગરના રાજાના પુત્ર ઉત્પલદેવને રાજાએ કશો ગીરાસ આપ્યો નહિ તેથી ઉત્પલદેવને રીસ ચડી. ઉહડે પોતાના મોટા ભાઇ રોહડ પાસે એક લક્ષ સોનૈયાની માંગણી કરી કારણકે તેની પાસે ૯૯ લાખ સોનૈયા હતા અને એક લાખ સોનૈયા જો મળે તો તે 'કોટિધ્વજ' કહેવાય એવી તેની વાંચ્છના હતી, પણ રોહડે તેને તે મદદ આપી નહિ એથી તેને પોતાના ભાઇ ઉપર રીસ ચડી. પારકા આશ્રયથી નામ કાઢવું, એ કરતાં પોતાના ભાગ્યને વશ રહીને પોતાની મેળે પરાક્રમ કરી નામ કાઢવું એવો અભિપ્રાય નિરાશ થએલા ઉહડના ચિત્ત-

માં ઉત્પન્ન થયો, તેવી જ રીતે પિતા પાસેથી ગીરાસ મેળવવામાં નિષ્ફળ નીવડેલા ઉત્પલદેવના ચિત્તમાં પણ એવો જ વિચાર જાગૃત થયો અને તેથી પરાશ્રયાવલંબી નહિ બનવાના નિશ્ચયવાળા એ બન્ને જણા શ્રીમાળ નગરનો ત્યાગ કરી ગયા. ઉત્પલદેવનું પરાક્રમ અને ઉહડનું ધન એ બંનેના યોગે કરીને તેઓએ કંધિ નામના ઉજ્જડ સ્થળે 'ઓએશ' નગરની સ્થાપના કરી. આ પ્રમાણે ઓશવાળ વંશે પોતાના જન્મની સાથે જ 'પરાશ્રયાવલંબી ન થવા માટે' કીર્તિ મેળવી હતી. જેવી રીતે મેવાડની ક્ષાત્ર ભૂમિ પોતાના પુત્રોના પરાક્રમને માટે પ્રશસ્ત અભિમાનવતી લેખાય છે, તેવી રીતે ઓશવાળ વંશ પોતાના સ્વાશ્રયીપણા માટે ઉચ્ચ વંશ લેખાય છે. એ ઉચ્ચતાનાં બીજ એ વંશની પ્રત્યેક વ્યકિતમાં ન્યૂનાધિક અંશે ઉતરે એ સ્વાભાવિક છે; પછી અન્ય સંસ્કાર—સંગતિ આદિની પ્રબળતાના યોગે કરીને વારસામાં મળેલો એ ઉચ્ચ ગુણ પ્રધાન થાય કિંવા તિરોહિત બને એ સંભવિત છે. એ ગમે તેમ હો પરન્તુ આપણા કથાનકના નાયક લાધાભાઇમાં તો ઓશવાળ વંશના ઉત્તમ લોહીનો વારસો તેમાંના ગુણો સમેત ઉતર્યો હતો એ તેમની બાલ્ય વયથી જણાઈ આ-

વ્યું છે, અને હવે પછીનાં પ્રકરણોમાં આપણે એ વાતની સત્યતા સમજી શકીશું.

ગુંદાલાના ઓશવાળ જૈન વણિકો ધર્મ પ્રત્યે શ્રદ્ધાશીલ અને અડગ મનોવૃત્તિવાળા છે. પૂર્વે સ્વધર્મના રક્ષણને માટે અનેકાનેક કષ્ટો તેમને વેઠવાં પડયાં હતાં છતાં તેઓ પોતાની અચળતામાંથી ડગ્યા નહોતા. જેમ જેમ ચંદનને વધારેને વધારે ઘસવામાં આવે છે, તેમ તેમ તેનું સૌરભ વધારે ને વધારે પ્રસરે છે, તેવી રીતે ગુંદાલાના જૈનો જેમ જેમ ધર્માર્થ સંકટો વેઠતા ગયા હતા, તેમ તેમ ધર્મપ્રતિની તેમની લાગણી દઢતર બનતી જતી હતી. તેમની એ દઢતાનું ભાન અત્યારે પણ કેટલેક અંશે આપણને થાય છે. ગુંદાલામાં સાધુઓ અને સાધ્વીઓ માટે એકએક ઉપાશ્રય છે અને સાધુઓ માટેનો ઉપાશ્રય એટલો ભવ્ય, સુશોભિત તથા સગવડવાળો છે કે કચ્છમાં બીજે કોઇ સ્થળે તેવો ઉપાશ્રય જોવામાં આવતો નથી.

લાધાભાઇના પિતાનું નામ માલસિંહ અને માતાનું નામ ગંગાબાઇ હતું. એ કુટુંબ 'દોઢીયા' ની અટકથી ઓળખાતું હતું. એ દમ્પતીને લાધાભાઇ ઉપરાંત બીજા બે પુત્રો હતા જેમાંના સૌથી મોટા તેજપાળભાઈ હતા અને

સૌથી નાના મેઘરાજભાઇ હતા, એટલે લાધાભાઇ વચલા પુત્ર હતા. તે સિવાય તેમને વાલીબાઈ અને વેજબાઈ નામે બે પુત્રીઓ હતી. આ વિસ્તારવાળું કુટુંબ આનંદમાં દિવસો નિર્ગમન કરતું હતું. માતાપિતાની ધર્મવૃત્તિ તેમનાં સંતાનોમાં પણ ઉતરી હતી એટલે સૌ કોઇ ધર્મક્રિયામાં હંમેશાં તત્પરતા ધરાવતાં હતાં. લાધાભાઇનો જન્મ સંવત્ ૧૮૯૦ માં અને મેઘરાજભાઇનો જન્મ સંવત્ ૧૮૯૫ માં થયો હતો. એ બે નાના ભાઇઓમાં અંતરના મિત્રના જેવો સ્નેહ પરસ્પર જામી ગયો હતો, તેથી તેઓ બહુધા એક સાથે જ રહેતા હતા અને જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં સાથે જ જતા હતા. જગતનું એ એક કુતૂહલ છે કે બે મિત્રો વચ્ચે જે દૃઢ સ્નેહ બહુધા અસ્તિત્વ ધરાવે છે તેવો સ્નેહ એ સગા ભાઇઓ વચ્ચે નથી હોતો. સહોદર બંધુઓ કે જેઓને એક જ માતપિતાનું એકસરખું લોહી તેમાંના ન્યૂનાધિક ગુણોની સાથે વારસામાં મળેલું હોય છે તેઓ જ એક બીજાના વિરોધી બને છે અને વિષમ લોહીની વ્યક્તિઓ મિત્રો બને છે, એ કુદરતની અઘટિત ઘટના પટીયસી છે. સગા ભાઇઓ વચ્ચે અસ્તિત્વ ધરાવતા આ વિરોધના સંબંધમાં સુભાષિતકારે એક અજબ કરી મેલે એવી કલ્પના

કરી છે અને તે કલ્પના અતિબુદ્ધિગમ્ય પણ જણાય છે.

**गर्भस्थो हरते दुग्धं जन्मना स्नेहमाहरेत् ।**
**पश्चाद् धनविभागेन नास्ति बंधुसमो रिपुः ॥**

અર્થાત્—જ્યારે ભાઇ માતાના ગર્ભમાં હોય છે ત્યારથી જ તે માતાના સ્તનના દૂધને શોષી લે છે; જન્મ થયા પછી તે ( લઘુ બંધુ ) માતાપિતાના સ્નેહને હરણ કરે છે ( કારણકે માતાપિતાનું હેત નાના બાળક ઉપર મોટા બાળક કરતાં હંમેશ વિશેષ હોય છે ); અને પછી જ્યારે ભાઈ મોટો થાય છે ત્યારે તે વડીલોપાર્જિત મીલકતમાં ભાગ પડાવે છે; ( એ પ્રમાણે જન્મ થતાં પહેલાંથી છેવટસુધી ભાઈ દરેક વાતમાં ભાગ પડાવતો હોઇને ) આ જગતમાં સગા ભાઇના સરખો શત્રુ બીજો કોઈ પણ નથી !

સગા ભાઇઓમાં માંહોમાંહેનું વૈર સંસારમાં અનેક પ્રસંગે જોવામાં આવે છે અને એ વસ્તુસ્થિતિ જોતાં સુભાષિતકારનું કથન યથોચિત જણાય છે; પરન્તુ જ્યાં જ્યાં સગા ભાઇઓ વચ્ચે અપૂર્વ સ્નેહ જણાય ત્યાં ત્યાં વિધિનો કાંઇ વિલક્ષણ ચમત્કાર કિંવા મહાત્માઓની અપૂર્વ કૃપા હોય એમ જ માની શકાય. લાધાભાઇ અને મેઘરાજભાઇ કે જેઓ તે સમયે બાળક હતાં પરન્તુ ભવિષ્યના મહાપુ-

રૂષો હતા તેઓ વચ્ચેનો સ્નેહ જગતનાં બીજા ભાઇઓનાં જોડાંને ઈર્ષ્યા ઉત્પન્ન કરાવે તેવો વિલક્ષણ હતો. જાણે કે કુદરતે તેઓના આત્માઓનું એકીકરણ કરતાં કરતાં કોઇ અકસ્માતને લીધે જ બે જૂદા આત્માઓને બે જૂદા દેહો આપ્યા હોય, તેવી રીતે તેઓ વ્યક્તિવિશેષે કરીને બે મનુષ્યો હતા, પરન્તુ આત્માઓના ગુણવિશેષે કરીને એકરૂપ જ આખા જીવનમાં પ્રતીત થતા હતા, જે હવે પછી આપણે જોઇ શકીશું.

* * * *

પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજીએ આ વિષય સંબંધે રચેલો શ્લોક નીચે મુજબ છેઃ—

**शार्दूल ॥**

**गुंदालाविनिवासिनो जनपदे कच्छाभिधे डोढिया–**
**वंशे भास्वत ओशवालवणिजः श्रीमालसिंहस्य वै ॥**
**पत्न्या येन पवित्रितं जननतो गंगाभिधायाः कुलं ।**
**तस्मै श्री गुरवे नमः प्रतिदिनं लाधाजिसंज्ञाय मे ॥**

**અર્થ**—કચ્છમાં આવેલા ગુંદાલા ગામમાં વસતા એવા 'ડોઢીયા' વંશમાં સૂર્ય સમાન એવા ઓશવાળ વણિક માલસિંહનાં ગંગાબાઈ નામનાં ધર્મપત્નીનું કુળ પવિત્ર

કર્યું, એવા લાધાજી નામના શ્રીગુરૂદેવને મારા નમસ્કાર હો.

મુદ્રાબંદર (કચ્છ) ના નિવાસી શાસ્ત્રી ભાણજીભાઇએ રચેલા શ્લોકો નીચે મુજબ છેઃ—

श्रीकच्छयंत्रपुटभेदननातिदूरे ।
गुंदालुग्रामनगरे वसतिर्हि यस्य ॥
आसोत्पुरा निपुणमालशिरोशवालः ।
गंगेति नाम किल मालशिधर्मपत्नी ॥

અર્થ—કચ્છ મુદ્રાબંદર પાસે આવેલા ગુંદાલા ગામમાં ઓશવાળ આગેવાન એવા માલસિંહ નામે ઓશવાળ રહેતા હતા, તેમને ગંગાબાઇ નામે ધર્મપત્ની હતાં.

उक्तस्याथ पितुः प्रतापनिपुणौ जातावुभावंगजौ ।
आबाल्यादनुरागिणो निजवृषे दक्षौ च विद्योत्सुकौ ।
लाधाजो समजायत प्रथमतः पश्चात्परो मेघरा-
डित्थं भव्यजनार्तिभेदनपरा वास्तामवन्यां पुरा ॥

અર્થ—તે માલસિંહ નામે ઓશવાળને પ્રથમ લાધાજી અને પછી મેઘરાજજી એમ બે પુત્ર થયા. તેમાં બાલ્યાવસ્થામાંથી પ્રતાપી, સ્વધર્માનુરાગી, ડાહ્યા, વિદ્યા વિષે ઉત્સુક અને ભવ્ય જનોની અર્તિને દૂર કરનારા લાધાજી સ્વામી હતા.



## પ્રકરણ ૨ જું.

### વૈરાગ્યનો પ્રાદુર્ભાવ.

**जिताक्षस्य तृणं नारी । निःस्पृहस्य तृणं जगत् ॥**

**અર્થ—**જેણે નેત્રેંદ્રિય જીતી છે તેને મન સ્ત્રી તૃણરૂપ છે અને જે નિઃસ્પૃહ છે તેને આખું જગત્ તૃણરૂપ છે.

સ્થાનકવાસી જૈન ધર્મના લીંબડી સંપ્રદાયની શરૂઆત પૂજ્ય શ્રી ધર્મદાસજી સ્વામીથી થઇ હતી. એ સંપ્રદાય અત્યારે જેવી રીતે ગુજરાત કાઠિયાવાડના બીજા સંપ્રદાયો કરતાં વિશાળ અને આગળ પડતો છે તેવી રીતે શરૂઆતથી જ તેની ખ્યાતિ ચોમેર પ્રસરાવા લાગી હતી. એ સંપ્રદાયના ઉત્પાદકનું જીવન પણ ધાર્મિક બાબતોમાં મતભેદને કારણે ધ્યાન ખેંચનારૂં થઇ પડ્યું. ધર્મદાસજી અમદાવાદ પાસે આવેલા સરખેજ ગામના વતની હતા. તેમનું ધર્મને લગતું જ્ઞાન ઉત્તમ પ્રકારનું હતું. તેમણે ખંભાત સંપ્રદાયના ઉત્પાદક મહાપુરૂષ શ્રી લવજીસ્વામી સાથે તથા દરિયાપુરી સંપ્રદાયના મુખ્ય ધર્મગુરૂ ધર્મસિંહ મહારાજ સાથે શાસ્ત્રસંબંધી કેટલીક ચર્ચા કરી. આ ચર્ચાનું પરિણામ એ

આવ્યું કે શાસ્ત્રવિચારણામાં કેટલોક મહત્ત્વનો મતભેદ પડ્યો અને તેથી ધર્મદાસજીનું મન અલગ થયું. શાસ્ત્ર સંબંધી વિચારણામાં પૂર્વે જ્યારે જ્યારે મતભેદો પડ્યા છે ત્યારે ત્યારે ધર્મના શુદ્ધીકરણને અર્થે નવા સંપ્રદાયોની રચના થઇ છે, એવું ઇતિહાસનાં પૃષ્ઠો કહે છે. યુરોપમાં 'રોમન કેથોલિક' ધર્મમાંથી 'પ્રોટેસ્ટંટ' અને પ્રોટેસ્ટંટમાંથી 'પ્યુરીટન' પંથ નીકળ્યો, તે પણ અમુક અમુક આચારવિચાર સંબંધી માન્યતાના ભેદનું જ પરિણામ હતું. વેદોના અર્થો સમજવામાં સ્વામી દયાનંદ સરસ્વતી અને તત્સમયના અન્ય વેદધર્માનુયાયીઓ વચ્ચે મતભેદ પડ્યો તેનું પરિણામ અત્યારે આપણે જોઇએ છીએ કે 'આર્યસમાજ' નામની એક નવી ધર્મસંસ્થા સ્થપાઈ છે, અને એ મતભેદ હજી પણ એમનો એમ ટકી રહ્યો છે. ધર્મદાસજીએ પણ પોતાની માન્યતાથી વિખૂટા નહિ થવાને પોતાના નવીન સંપ્રદાયની સ્થાપના કરવાનો દઢ નિશ્ચય કર્યો. અમદાવાદમાં દિલ્હી દરવાજે આવેલી પાદશાહ વાડીમાં તેમણે સાળ શિષ્યો સહિત દીક્ષા અંગીકાર કરી. દીક્ષા લીધા પછી તેમણે ઉત્તમ પ્રકારનું ચારિત્ર્ય પાળ્યું અને અનેક ઉગ્ર કરણીઓ કરી, ઘણા ભવ્ય જીવોને બોધ આપી, વૈરાગ્ય ઉપજાવ્યો. જે

ચુંબકમાં આકર્ષણ કરવાની શક્તિ હોય છે તેને ગમે તે સ્થળે રાખવામાં આવે તોપણ તેના તરફ લોહકણિકાઓ ખેંચાઈ આવે છે અને તેને વળગી પડે છે, પછી ભલેને તે લોહકણિકાઓને અંધકારમાં રાખવામાં આવી હોય કિંવા ધૂળના પટ નીચે સંતાડી રાખવામાં આવી હોય. ઘણી વાર એવું જોવામાં આવે છે કે એક વ્યક્તિ કિંવા સમષ્ટિમાં દૂષયુક્ત દૃષ્ટિને કશું મહત્તત્વ જોવામાં આવતું નથી, તેમ છતાં તે વ્યક્તિ કિંવા સમષ્ટિ તરફ અન્ય મનુષ્યોનું આકર્ષણ તો થાય છે જ અને તત્સમયે ઉક્ત દૃષ્ટિને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે; પરન્તુ વસ્તુતઃ તેમાં આશ્ચર્યનું કશું કારણ હોતું નથી, કારણકે આકર્ષણ કરવાના ચુંબકપણા વિના તેનું પરિણામ આવતું જ નથી અને કાર્યને પરિણામે કારણના અસ્તિત્વને માન્યા વિના ચાલતું નથી. ધર્મદાસજી મુનિ એક નવીન સંપ્રદાયના અગ્રણી હતા, તથાપિ તેમનામાંના ચુંબક તત્ત્વને પરિણામે તેમના તરફ અનેક શિષ્યોનું આકર્ષણ થયું અને એકંદર ૯૯ શિષ્યોએ તેમની પાસે દીક્ષા ગ્રહણ કરી, જેઓમાંના ૭૫ તો બહુશ્રુત પંડિતો હતા. તેમના મુખ્ય શિષ્ય મહા પંડિત શ્રી મૂળચંદજી મહારાજ અમદાવાદની ગાદીએ બિ-

રાજ્યા અને ધર્મદાસજી મહારાજ કેટલાક શિષ્યોને લેઈને મારવાડ તરફ ઉપદેશ પ્રચારને અર્થે ચાલ્યા ગયા. અંતપર્યંત તે એ પ્રદેશમાં જ ભવ્ય જીવોને ઉપદેશ આપતા વિચરી રહ્યા અને માળવામાં આવેલા ધાર ગામમાં સંથારો કરી તે જ સ્થળે સદ્‌ગતિ પામ્યા. હાલમાં તેમના શિષ્યો માળવા, મારવાડ, દક્ષિણ વગેરે દેશોમાં બાવીશ ટોળાંના નામથી સુપ્રસિદ્ધ છે.

મહાપુરૂષ શ્રી મૂળચંદજી સ્વામીને ઘણા શિષ્ય હતા, જેમાંના ગુલાબચંદજી મોટા અને ઇચ્છાજી બીજા શિષ્ય હતા. ગુલાબચંદજી સ્વામીના શિષ્ય વાલજી સ્વામી થયા તેમના શિષ્ય હીરાજી સ્વામી થયા, તેમના મોટા શિષ્ય કાનજી સ્વામી થયા અને તેમના શિષ્ય પૂજ્ય મહારાજ શ્રી અજરામરજી સ્વામી થયા. જ્યારે અજરામરજી સ્વામી શાસ્ત્ર-વિદ્યા આદિનું જ્ઞાન ઉપાર્જન કરીને અતિ પ્રવીણ થયા ત્યારે તેઓ બહુ નાની વયના હતા.+ તેમનાથી વય અને દીક્ષામાં મોટા બીજા ઘણા સાધુઓ હતા. તે વખતે

+ પૂજ્ય શ્રી અજરામરજી સ્વામીના જીવનની વધુ વિગત માટે પં. મુ. શ્રી રત્નચંદ્રજી કૃત પૂજ્ય શ્રી અજરામરજી સ્વામીનું જીવનચરિત્ર વાંચો.

સાધુઓમાં આચારાદિની શિથિલતા ધીમે ધીમે પ્રવેશતી જતી હતી, તેથી તેમાં કેટલોક સુધારો કરવાની અજરામરજી સ્વામીને ઇચ્છા થઇ. પરંતુ આ ઇચ્છા અમલમાં મેલવાને તે તે સમયે સમર્થ નહોતા, કારણકે પોતાથી વય અને દીક્ષામાં મોટા સાધુઓને કશી આજ્ઞા તેઓ કરી શકે તેમ નહોતું. આ વખતે અમદાવાદમાં ગાદીપર પૂજ્ય શ્રી ઇચ્છાજી સ્વામી બિરાજતા હતા. અજરામરજી સ્વામીએ લીંબડીના શ્રાવકોને કહ્યું કે " પૂજ્ય શ્રી ઇચ્છાજી સ્વામી અમદાવાદમાં બીરાજે છે તેઓ અહિં પધારે તો બહુ સારૂં." એ ઉપરથી લીંબડીના કેટલાક શ્રાવકોએ અમદાવાદ જઇને પૂજ્ય શ્રાને લીંબડી પધારવા વિનતિ કરી, જે વિનતિનો સ્વીકાર કરીને પૂજ્ય શ્રી ઇચ્છાજી સ્વામી લીંબડી પધાર્યા અને ગાદીની પાટ પણ લીંબડી લાવ્યા. એ પાટ અદ્યાપિ પર્યન્ત જેવી ને તેવી હયાત છે. ઇચ્છાજી સ્વામીએ લીંબડીમાં જ કેટલાંક વર્ષ બિરાજી દેવગતિ પ્રાપ્ત કરી. ત્યારબાદ કેટલાંક વર્ષે પૂજ્યશ્રી અજરામરજી સ્વામી ગાદીએ આવ્યા તેમણે ધર્મનો પ્રભાવ ઘણો વિસ્તાર્યો અને કેટલાક અન્ય ધર્મીઓને પણ જૈન ધર્મ માનતા કર્યા. તેમનો પ્રતાપ અનુપમ હતો. કચ્છના પાટનગર ભૂજ શહેરમાં સ્થાનકવાસી

સાધુએ જઈ શકતા નહોતા, ત્યાં તેમણે સૌથી પહેલાં વિહાર કર્યો હતો. તેઓ સંવત્ ૧૮૭૯ માં કાળધર્મને પામ્યા. તેમની પાટે પૂજ્ય શ્રી ભાણજી સ્વામી થયા. તેમની પાટે પૂજ્ય શ્રી દેવજી સ્વામી થયા. દેવજી સ્વામીનો જન્મ સંવત્ ૧૮૬૦માં વાંકાનેરમાં લુહાણા જ્ઞાતિમાં થયો હતો. તેમના પિતાજીનું નામ પુંજાભાઈ અને માતુશ્રીનું નામ વાલીબાઈ હતું. તેમણે ૧૦ વરસની ઉમરે કચ્છમાં આવેલા રાપર ગામમાં સંવત્ ૧૮૭૦ ના પોષ વદી ૮ દિને દીક્ષા લીધી હતી, અને મોણસી સ્વામીના શિષ્ય થયા હતા.

પૂજ્ય શ્રી દેવજી સ્વામીના એકંદર ૧૩ શિષ્યો હતા. તે શિષ્યોનાં નામ આ પ્રમાણે હતાઃ-(૧) વનાજી સ્વામી, (૨) કાનજી સ્વામી, (૩) શવજી સ્વામી, (૪) નથુજી સ્વામી, (૫) સુંદરજી સ્વામી, (૬) દીપચંદ્રજી સ્વામી, (૭) જેચંદજી સ્વામી, (૮) જીવણજી સ્વામી, (૯) લાધાજી સ્વામી, (૧૦) મેઘરાજજી સ્વામી, (૧૧) સંઘજી સ્વામી, (૧૨) મકનજી સ્વામી, અને (૧૩) વીરચંદ્રજી સ્વામી. પૂજ્યશ્રી દેવજી સ્વામીએ ધર્મનો મહિમા ઘણો વધાર્યો હતો અને તેનો ઉદ્યોત કરતા કરતા ૧૯૦૩ની સાલમાં કચ્છમાં વિચરતા હતા. ફરતાં ફરતાં તેઓ ગુંદાલામાં પધાર્યા અને ધર્મોપદેશ આપવાનું શરૂ કર્યું.

એક દુષ્પ્રાપ્ય વસ્તુ જ્યારે એકદા પ્રાપ્ત થાય છે, ત્યારે માણસ જેમ બને તેમ તેનો વધારે ને વધારે લાભ લેવાની અભિલાષા રાખ્યા કરે છે, અને એ સ્વાભાવિક પણ છે. જેમની કીર્તિરેખા સર્વત્ર પ્રસરેલી હતી તેમનાં જ દર્શન અને ઉપદેશની પ્રાપ્તિ થતાં ગુંદાલાનાં શ્રાવક-શ્રાવિકા હર્ષોન્મત્ત થાય એ સ્વાભાવિક હતું. પૂજ્ય શ્રી દેવજીસ્વામી શાંતરસ યુક્ત વૈરાગ્યનું વ્યાખ્યાન કરવામાં તે સમયે એક્કા ગણાતા હતા. જ્યારે કોઈ વાર વ્યાખ્યાનના પ્રસંગમાં કે કથાપ્રસંગમાં વૈરાગ્ય વિષે વિવેચન કરવાનું તેમના હાથમાં આવતું ત્યારે પ્રષદાના પ્રત્યેક શ્રોતાનાં નેત્રોને આંસુથી છલાછલ ઉભરાવી દીધા વિના તેમની પ્રતાપી વાણી રહેતી નહિ. આવી વૈરાગ્યયુક્ત વાણીનો લાભ ગુંદાલાવાસી શ્રાવકોની સાથે માલસિંહ શાહના ત્રણે પુત્રો પ્રતિદિન નિયમિત રીતે મેળવતા હતા. સંસારના અનિત્યપણા વિષેના પૂજ્યશ્રીના વ્યાખ્યાનથી અનેક જીવોનાં અંતરમાં ખળભળાટ મચવા લાગ્યો હતો. સંસારનો ગૂઢ પ્રશ્ન કે જેના વિષે-જેનાં સુખ દુઃખ વિષે કિંવા સારમયતા વા નિઃસારતા વિષે જેઓએ કદાપિ વિચાર સરખો પણ કર્યો નહોતો, તેઓનાં ચિત્તમાં પણ એ વાણીએ પ્રશ્ન ઉપસ્થિત કર્યો કે

**न जाने संसारे किममृतमयः किं विषमयः !** +
અલબત્ત, ઘણાઓને તે અમૃતમય જ લાગ્યો, પરન્તુ જે થોડાઓને તે વિષમય લાગ્યો હતો તેઓમાં લાધાભાઈ અને મેઘરાજભાઇ પણ હતા. જ્યાંસુધી દેવજી સ્વામી ગુંદાલામાં રહ્યા ત્યાંસુધી બીજાઓની સાથે એ બન્ને ભાઇઓએ સંસારની નિઃસારતાનો ઉપદેશ સાંભળ્યા કર્યો. અમૃતનું ગમે તેટલું પાન કરતાં છતાં પણ માણસો જેમ ધરાતાં નથી, તેવી રીતે મહાપુરૂષ શ્રી દેવજી સ્વામીના ઉપદેશામૃતનું પાન કરતાં તે ધરાયા નહિ. સંસારને નિઃસાર માનીને ચાલ્યા ગએલા મોટા મોટા રાજકુંવરો અને રાજાઓનાં વૃત્તાંતોએ વૈરાગ્યોત્પત્તિને સુદૃઢ કરી અને મને નિશ્ચય કર્યો કે:—

**दुःखांगारकतीव्रः संसारोऽयं महानसो गहनः ।**
**इह विषयामृतलालस मानसमार्जार मा निपत ॥**

**અર્થાત્**—આ સંસારનાં દુઃખો અંગારા જેવાં તીવ્ર છે અને સંસાર એ રસોડાના જેવો ગહન છે; તેની અંદર, હે વિષયને અમૃત માની તેની લાલસામાં પડેલા મનરૂપી બીલાડા ! પડ નહિ.

---

+ સંસાર શામાટે અમૃતમય છે અથવા શામાટે વિષમય છે, તે હું જાણતો નથી.

પોતાના મનનો આ નિશ્ચય લાંધાભાઇએ અને મેઘરાજભાઇએ વડીલ બંધુ તેજપાળભાઇને જણાવ્યો અને તે જાણતાં જ તેજપાળભાઈ ઝબકી ગયા. લાધાભાઇનું વેવીશાળ કરવાની વાતચીત તે વખતે ચાલતી હતી અને કેટલાંક કહેણવાળાઓ સાથે પત્રવ્યવહાર પણ થઇ ચૂકયો હતો. પોતાના લઘુ બંધુના ગૃહસ્થાશ્રમના પ્રારંભની તજવીજમાં જ રહેલા મોટા ભાઇને એકાએક આ વાત સાંભળીને આશ્ચર્ય ઉત્પન્ન થાય એ સ્વાભાવિક હતું. તેજપાળભાઇએ તેમને દીક્ષા લેવાની સ્પષ્ટ ના કહી અને સંસારમાં રહેવું જોઇએ એવું કેટલુંક સમજાવ્યું. આ સમજાવણી છતાં બન્ને નાના ભાઇઓનું મન માન્યું નહિ અને તેમનો નિશ્ચય ડગ્યો પણ નહિ; છતાં તે વખતે તો તેમણે મોટા ભાઇને આજ્ઞા આપવા માટે કશું દબાણ કર્યું નહિ, કારણકે હજી તેમણે ધર્મશાસ્ત્રોનો કશો અભ્યાસ કર્યો નહોતો એટલે તુરતમાં દીક્ષા લેવાનો યોગ પણ આવે તેમ નહોતું. આથી તેમણે તુરતમાં તો પૂજ્યશ્રી દેવજી સ્વામીની સાથે રહીને શાસ્ત્રનો અભ્યાસ કરવાની પોતાની મરજી બતાવી. પૂજ્ય શ્રી તો થોડા દિવસમાં ગુંદાલેથી વિહાર કરી જવાના હતા એટલે તેમની સાથે રહીને અભ્યાસ કરવા માટે એ બન્ને ભાઇ-

ઓને પણ જૂદે જૂદે ગામ ફરવું પડે તેમ હતું, અને બહારગામ જવા માટે મોટા ભાઇની આજ્ઞાની જરૂર હતી. પહેલાં તો તેજપાળભાઇએ એવી આજ્ઞા પણ આપી નહિ પરન્તુ બન્ને ભાઇઓનો દૃઢ આગ્રહ જોઇને છેવટે તેમણે તેમને પૂજ્ય શ્રીની સાથે રહીને અભ્યાસ કરવાની આજ્ઞા આપી પરન્તુ તે સાથે ચેતવણી આપી કે—"ભલે અભ્યાસ કરો પરન્તુ દીક્ષા લેવાનો વિચાર ન કરશો." તે વખતે તો પિતા સમાન મોટા ભાઇની આજ્ઞાને શિરસાવંદ્ય માનીને બન્ને ભાઇઓ પૂજ્ય શ્રીની સાથે ગુંદાલામાંથી ચાલ્યા ગયા.

* * * *

પૂજ્ય શ્રી લાધાજી સ્વામીના બાલ્યકાળ વિષે અને તેમને થએલી વૈરાગ્યની ઉત્પત્તિ વિષે પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજીએ નીચેના બે શ્લોકોની રચના કરી છે;—

**माधुर्यं वचनेषु मानसहरं क्रीडासु निर्दुष्टता ।**
**बुद्धौ चंचलता स्मृतावमितता दाक्ष्यं च विद्यार्जने ॥**
**बाल्येनैव गुणोदयः स्फुटतरो यस्याभवन्मानसे ।**
**तस्मै श्री गुरवे नमः प्रतिदिनं लाधाजि संज्ञाय मे ॥**

**અર્થ**—જેના વચનને વિષે મનને હરવાવાળું મધુરપણું ક્રીડાને વિષે નિર્દોષપણું, બુદ્ધિને વિષે ચંચળપણું,

સ્મૃતિને વિષે અચળપણું અને વિદ્યોપાર્જનાને વિષે શાણપણું એવા ગુણોનો ઉદય અતિશય સ્ફુટ બાળપણાથી જ જેના મનને વિષે હતો એવા શ્રી લાધાજી ગુરૂદેવને અર્થે મારા નમસ્કાર હો.

**ख्यातानां विदुषां गणे विचरता श्री देवजीस्वामिना–**
**माद्ये चैव समागमे रसभृतं श्रुत्वोपदेशं सकृत् ॥**
**तारुण्योदय एव यस्य जनितं वैराग्यमग्नं मन–**
**स्तस्मै श्री गुरवे नमः प्रतिदिनं लाधाजि संज्ञाय मे ॥**

**અર્થ**—પંડિતોના સમૂહમાં પ્રખ્યાત એવા અને વિચરતા એવા દેવજી સ્વામીનો પ્રથમ સમાગમ થયે છતે એકજ વાર તેમનો રસે ભરેલો ઉપદેશ સાંભળીને તરૂણપણાના ઉદયને વિષે જેનું મન વૈરાગ્ય ભાવને વિષે તલ્લીન થયું, એવા શ્રી લાધાજી ગુરૂદેવને મારા નમસ્કાર હો.

મુદ્રાબંદર (કચ્છ)ના નિવાસી શાસ્ત્રી ભાણજીભાઇએ આ બાબતને લગતા જે શ્લોકો રચ્યા છે તે આ નીચે આપ્યા છે:—

**तदा विद्वद्वर्यः प्रबलतरशास्त्राध्ययनकृत् ।**
**दिवानाथस्साक्षादुपगत इवाऽसत्यतिमिरे ॥**
**समागच्छन्द्रसो मुनिजनकदंबस्य सहसा ।**
**महाराजः स्वामी निजजनसुखाप्त्यै परिरटन् ॥**

**અર્થ**—બન્ને ભાઇ જ્યારે ઉમરલાયક થયા ત્યારે તે સમયમાં અગ્રેસર, ઘણાં શાસ્ત્રોને જાણનાર, અસત્યરૂપી અંધકારને ટાળવામાં સાક્ષાત્ સૂર્ય સમાન, મુનિજનરૂપ કમળને હંસ સમાન, એવા મહાત્મા ભવ્ય જનોનાં સુખની પ્રાપ્તિને અર્થે મહીમંડળમાં પર્યટન કરતા એવા—

**महात्मा जैनभट्टार्को जैनवर्त्मप्रकाशक: ।**
**[illegible]: स्वामी क्षमारत्नाकर: स्वयम् ॥**

**અર્થ**—તે મહાત્મા જૈનમાં સૂર્ય સમાન, જૈન માર્ગના પ્રકાશક, ક્ષમાના રત્નાકર એવા દેવજી સ્વામી ગુંદાલે પધાર્યા.

**चन्द्रं द्रष्ट्वा चकोरा दधति मुदमिवारण्य इथ्थं जनानां ।**
**चित्तं प्रेक्ष्यारमाप प्रमदमनुदिनं देवजीस्वामिनं हि ॥**
**तस्मिन्दिष्टेथ व्याख्यामृतझरणकणैस्तोषमापुर्जनाश्च ।**
**श्रुत्वाव्याख्यां तदैके झटितिजनगणा: साधुचर्यामगच्छन**

**અર્થ**—જેમ ચંદ્રને દેખી ચકવાક આનંદને પામે છે, તેમ પૂજ્ય શ્રી દેવજી સ્વામીના દર્શન કરી શ્રાવકોનાં ચિત્ત પ્રસન્ન થાય છે; વળી પૂજ્ય શ્રીનો અમૃતના ઝરણારૂપ ધર્મબોધ સાંભળી શ્રાવકો સંતોષાતા હતા. વળી તે પૂજ્ય શ્રીના ધર્મબોધથી ઘણા જીવોના સંસારપરના ભાવ વિરક્ત બની ગયા.

**दयालु महदात्मनो मुखसरोजमुद्वीक्ष्यते ।**
**अघौघतमसावृता अपि तदेव हर्षंगता: ॥**
**यतेर्वचनमाधुरीं मनसि सत्वरं तावुभौ ।**
**निधाय च सहोदरौ झटिति धन्यतां जग्मतु: ॥**

**અર્થ**—પાપે કરીને યુક્ત એવા મનુષ્યો પણ આ મહાત્માના મુખરૂપ કમળને દેખી આનંદ પામતા. વળી આ મહાત્માની વાણીને બન્ને ભાઇઓ સાંભળીને પોતાને ધન્ય માનતા હતા.



## પ્રકરણ ૩ જું.



### દીક્ષાની અનુજ્ઞા માટે વેઠેલું કષ્ટ.

**राजहि साज चहे हम तज्जे,**
**कौ तुम सोउ मतो न बरज्जे,**
**जो अजनी तुम चित धरेंगे,**
**माननहार मने न मरेंगे.**

**અર્થ**—હવે આ રાજ અને તેનો સાજ તજવાને હું ઈચ્છું છું, માટે તમે કોઇએ એ મત પ્રમાણે ચાલવાની મના કરશો

નહિ; તેમ છતાં તમે કદી મને વારવાનું તમારા ચિત્તમાં ધારશો, તોય માનનાર માનશે નહિ પણ મરશે.

**પ્રવીણસાગર.**

*　　　*　　　*　　　*



પૂજ્ય શ્રી દેવજી સ્વામી કેટલોક વખત કચ્છમાં જ વિહાર કરતા રહ્યા. એ બધો વખત લાધાભાઇ અને મેઘરાજભાઈ તેમની સાથે જ રહીને અભ્યાસ કર્યા કરતા હતા. સામાયક—પ્રતિક્રમણ જેવું સામાન્ય જ્ઞાન તો બન્ને ભાઇઓએ બાલ્યાવસ્થામાં જ પ્રાપ્ત કર્યું હતું, એટલે નવતત્ત્વ, જીવવિચાર, કર્મપ્રકૃતિ આદિ પ્રકરણોથી બન્ને ભાઇઓના અભ્યાસની શરૂઆત કરવામાં આવી હતી. ઉત્સાહ, ખંત અને ઉદ્યમથી બન્ને ભાઇઓ અભ્યાસમાં બહુ આગળ વધી શકતા હતા. જૂદાં જૂદાં ગામોમાં વિહાર કરતા હોવાથી અનેક શ્રાવકો વગેરે તેમના પરિચયમાં આવતા અને તેઓ આ બે નાની વયના છોકરાઓનો અભ્યાસ ઉપરનો પ્રેમ જોઇને અત્યંત આશ્ચર્ય પામતા હતા. ઘણાઓને મન એ બે ભાઇઓ "રામ—લક્ષ્મણની જોડ"ના જેવા લાગતા. તેમના અભ્યાસ અને ઉદ્યમની

આ વાત ઉડતી ઉડતી તેમના વડીલ બંધુ તેજપાળભાઇને ગુંદાલામાં મળી અને તે સાથે કોઇએ એવું પણ કહ્યું કે: "બન્ને ભાઇઓનો ધર્મ ઉપર એટલો રાગ છે કે તેઓ દીક્ષા લીધા વિના રહેશે નહિ." એટલે વળી વડીલ ભાઈનું મન ઉંચું થયું. બન્ને ભાઇઓને સમજાવીને પાછા ઘેર લાવવાનો તેમણે વિચાર કર્યો અને તેમની મુલાકાત લીધી. થોડા દિવસ તેમની સાથે રહીને તેમને સમજાવવા માંડયા અને સંસારમાં પોતે એકલા હોવાથી સઘળી વિટમ્બનાઓ કેવી રીતે વેઠી શકાય એવું પણ કહ્યું; પરન્તુ જે વિચારનું—જે નિશ્ચયનું સંલગ્ન શરીર અને મન સાથે જ નહિ પરન્તુ આત્મા સાથે પણ થઈ ગયું હતું તે નિશ્ચય કેવી રીતે ડગે? **त्यजत्यर्ककरैस्तप्तं हिमं देहं न शीतताम्** ॥ બરફ ઉપર સૂર્યનાં કીરણોનો આતાપ ગમે તેટલો લાગે તોપણ તેથી બરફ પોતાની શીતળતા ત્યજતો નથી. તેવી જ રીતે તેજપાળભાઇના અનેક યત્નો છતાં લાધાભાઇ અને મેઘરાજભાઈના મન ઉપર તેની કશી અસર થઈ નહિ. તેજપાળભાઇ પોતાને વતન પાછા ફર્યા.

અભ્યાસ એમ ને એમ ચાલુ રહ્યો અને તેમાં ધીમે ધીમે આગળ વધતાં ધર્મનો રંગ અંતરને વધારે ને વધારે

રંગવા લાગ્યો. દીક્ષાને માટે મનની પરિપક્વ દશા ધાર્યા કરતાં વહેલી આવી પહોંચી. દીક્ષા અંગીકાર કરવાની પોતાના મનની અધીરતા લાધાભાઇએ પોતાના ગુરૂવર્યને જણાવી, પરન્તુ વડીલની આજ્ઞા વિના દીક્ષા ન આપવી એવો સંપ્રદાયનો નિયમ હતો એટલે તેજપાળભાઇનું હસ્તલિખિત આજ્ઞાપત્ર જો લાધાભાઇ મેળવે તો જ તેમને દીક્ષા આપી શકાય એવું પૂજ્ય શ્રીએ જણાવ્યું. ઉમંગના ઉભરામાં લાધાભાઈ તુરત ગુંદાલે આવ્યા અને વડીલ ભાઇને દીક્ષાનું આજ્ઞાપત્ર લખી આપવાની વિનતિ કરી.

તેજપાળભાઇના મનનો દૃઢ વિચાર એવો હતો કે લાધાભાઇને કોઇ પણ રીતે દીક્ષા લેવા દેવી નહિ. સ્નેહને વશ પડેલાં આપ્તજનો માયાનો એકાએક ત્યાગ કરી શકતાં નથી, જોકે આત્માનું ખરૂં હિત શેમાં રહેલું છે એ તો તેઓ સારી પેઠે સમજે છે. તેજપાળભાઇએ શરૂઆતમાં તો કેટલાક દિવસ કશો નિશ્ચિત જવાબ આપ્યા વિના જ વીતાડી દીધા. તેમનું ધારવું એવું હતું કે એમ થોડા દિવસ કાઢી નાંખીને લાધાભાઇને નિરાંતે સમજૂતી આપવામાં આવશે તો દીક્ષા લેવાનો પોતાનો વિચાર તે માંડી વાળશે. સંસારમાં રહીને પણ ધર્મકરણી કરી શકાય છે, સંસાર પણ

જો નીતિથી ચલાવવામાં આવે તો તે સ્વર્ગસુખનું સાધન છે એવી અનેક રીતે લાધાભાઇને દીક્ષાથી દૂર રાખવાને માટે બોધ આપવામાં આવ્યો પરન્તુ તે બોધરૂપી જળનું એક બિંદુ પણ લાધાભાઈના મનરૂપી કમળ ઉપર ટકી શક્યું નહિ ! જ્યારે અનેક યત્નો કર્યા છતાં કશું પરિણામ ન આવ્યું ત્યારે તેજપાળભાઇએ ગુસ્સો કરીને ઉત્તર આપી દીધો કે "હું દીક્ષાની આજ્ઞા આપવાનો નથી."

છેવટનો આ જવાબ લાધાભાઇના ચિત્તને બહુ જ ઉદ્વેગ કરનારો થઈ પડ્યો. ભાઇને અનેકાનેક વાર વિનતિ કરી પરન્તુ તેજપાળભાઇએ માન્યું નહિ. પરન્તુ લાધાભાઈ એટલાથી હારી જાય તેમ નહોતું. મનનું ધાર્યું કોઇ પણ રીતે કરવું જ એવો તેમણે દૃઢ નિશ્ચય કર્યો હતો અને તે પાર પાડવાને હરકોઈ ઉપાય કામે લગાડવાનો પણ તેમનો ઠરાવ હતો. બાળહઠ કહો કે રીસામણું કહો, પણ તેમણે વૈશાખ માસના પ્રખર તાપમાં ઘરના આંગણાની વચ્ચે ઉઘાડે શરીરે આખો દિવસ બેસી રહીને આતાપના લેવા માંડી. વડીલ ભાઇ દીક્ષાની આજ્ઞા ન આપે તો કાયાકષ્ટદ્વારા તપશ્ચર્યા કરવી એ તેમની ધારણા હતી. એક દિવસ—બે દિવસ—ત્રણ દિવસ તેમણે એમ કર્યા કર્યું. આહાર

પણ ઓછો કરી નાંખ્યો. લાધાભાઈનું આ સાહસ જોઇને તેજપાળભાઇ ગભરાઇ ગયા. લોકોમાં પણ વાત ચાલી અને ગામના લોકો લાધાભાઇની તપશ્ચર્યા જોવાને ઉલટવા લાગ્યા. ઘણાએ તેજપાળભાઇને ઠપકો પણ આપવા લાગ્યા કે "એમની આટલી બધી ઇચ્છા છે તો ભલે દીક્ષા લેવા દો, પણ આવી રીતે આતાપના લે છે તો થોડા દિવસમાં તેમને કાંઈ રોગ થઈ જશે." આજસુધી લાધાભાઇ પોતાના વડીલ ભાઇને આજ્ઞા આપવાને સમજાવતા હતા, પરન્તુ હવેથી લોકોએ લાધાભાઈની વકીલાત તેજપાળભાઇ પાસે કરવા માંડી. લાધાભાઇની તપશ્ચર્યાની એ અસર હતી. છેવટે નિરૂપાયે તેજપાળભાઇને લાધાભાઇના નિશ્ચય આગળ નમતું મેલવું પડ્યું. લોકો ચુંટી ખાવા લાગ્યા તે તેમનાથી સહન થયું નહિ અને તેમણે આજ્ઞાપત્ર લખી આપવાની હા કહી!

શુંદાલાના સંભાવિત શ્રાવકો એકઠા થયા અને તેઓની વચ્ચે તેજપાળભાઇએ આજ્ઞાપત્ર લખી આપવું એવું ઠર્યું. લાધાભાઇને પણ બોલાવવામાં આવ્યા. લાધાભાઇને વિશેષ તાણી જોવાને એક ગૃહસ્થે પ્રશ્ન કર્યો: "હે લાધાભાઈ! તમે દીક્ષા લેવાની હઠ પકડી બેઠા છો, પણ ધર્મકરણી

કાંઈ સાધુ થવાથી જ થતી હશે ? સંસારમાં રહીને પણ શું ધર્મકરણી કરી શકાય નહિ ?"

"કરી શકાય; પણ મારૂં મન બહુ લોભીઉં છે; તેને સંસારની સ્વલ્પ ધર્મકરણીથી સંતોષ નથી થતો એટલે પછી શું કરૂં ?" લાધાભાઇએ જવાબ આપ્યો.

"ગોળ અંધારે ખાઇએ તોપણ ગળ્યો લાગે; ધર્મકરણી સંસારમાં રહીને કરીએ તોપણ કર્મના બંધ ખપે અને સાધુ થઇને કરવાથી પણ કર્મના બંધ ખપે. તો પછી વડીલ ભાઇને દુભવીને દીક્ષા લેવાનું શું કારણ ?" .

લાધાભાઇએ હસીને ઉત્તર આપ્યો: "મેં એક વાર તો કહ્યું કે હું બહુ લોભીઓ છું. ત્રાંબાનાણાંથી કે રૂપાનાણાંથી હું સંતોષ પામવાનો નહિ; મને તો સોનામહોર જોઇએ છે. એ સોનામહોર સંસારનો ત્યાગ કર્યા વિના કોઇને મળી નથી અને મળવાની પણ નથી; તોપછી સોનામહોર મેળવવાના મારા 'લોભ'ને તૃપ્ત કરવાને મારે ત્યાગ તો કરવો જ જોઇએ કે નહિ ?"

આ ઉપરાંત લાધાભાઈના અભ્યાસની અને ધર્મસંબંધી જ્ઞાનની કસોટી કરનારા કેટલાક પ્રશ્નો પણ તેમને તે વખતે પૂછવામાં આવ્યા અને લાધાભાઇએ તેના ઉત્તરોવડે સૌને

સંતોષ આપ્યો. સૌના મનમાં તે જ વખતે વસી આવ્યું કે આ છોકરો ભવિષ્યમાં વિદ્વાનોના આભૂષણરૂપ બનશે. મોટા ઉમંગ સાથે તેમણે પાસે રહીને તેજપાળભાઈ પાસે દીક્ષાનું આજ્ઞાપત્ર લખાવી આપ્યું અને તે લેઇને લાધાભાઈ ગુંદાલા છોડી ગયા. એક સંસારી તરીકે તેમણે ગુંદાલાનો કરેલો ત્યાગ એ છેવટનો જ હતો. તેજપાળભાઇએ એ પ્રમાણે પૂજ્યશ્રી દેવજી સ્વામીને ઉત્તમોત્તમ ભિક્ષા વહોરાવીને કૃતકૃત્યતા માની.

* * * * *

પંડિત શ્રી રત્નચંદ્રજી મુનિએ આ સંબંધે રચેલો શ્લોક નીચે પ્રમાણે છેઃ-

**वैराग्यप्रतिबंधकेषु विविधोपायेषु कौटुंबिकैः ।**
**स्नेहेनारचितेष्वपि प्रतिदिनं वैराग्यवृद्धौ भृशम् ॥**
**तान् विज्ञाप्य यथार्थबोधवचनैराज्ञां च जग्राहय ।**
**तस्मै श्री गुरवे नमः प्रतिदिनं लाधाजि संज्ञाय मे ॥**

**અર્થ**—અત્યંત વૈરાગ્યની વૃદ્ધિ થયા છતાં, કુટુંબીઓએ સ્નેહે કરી રચેલા વૈરાગ્યને રોકનાર એવા વિવિધ પ્રકારના ઉપાયો કરેલા; છતાં પણ યથાર્થ બોધવચને કરી તેમને સમજાવીને જે આજ્ઞાને ધારણ કરતા હવા એવા શ્રી લાધાજી નામના ગુરૂદેવને મારા નમસ્કાર હો.

# પ્રકરણ ૪ થું.

## દીક્ષાગ્રહણ.

હવે લાધાભાઈના મનનો આનંદ સમાયો જતો નહોતો. મોટે કષ્ટે પણ પોતાની ધારણા પૂરી થવાનો સમય આવ્યો જોઈને તેમને જે હર્ષ થતો હતો તેનું વર્ણન આ કલમથી કરી શકાય તેમ નથી. ગુંદાલેથી નીકળીને તે પોતાના પૂજ્ય ગુરૂરાજને જઈને મળ્યા અને આજ્ઞાપત્ર તેમના કરકમળમાં મેલ્યું. પૂજ્યશ્રી દેવજી સ્વામી લાધાભાઈ અને મેઘરાજભાઈને સાથે રાખીને જૂદે જૂદે સ્થળે ફરતાં કાઠિયાવાડમાં પાછા ફર્યા અને સંવત્ ૧૯૦૩ના વૈશાખ માસમાં વાંકાનેર ખાતે પધાર્યા. તેમનું વ્યાખ્યાન શ્રવણ કરવાને શ્રાવકો ઉપરાંત અન્યધર્મીઓ અને રાજ્યના અમલદારો પણ વારંવાર આવવા લાગ્યા. લાધાભાઈનો અભ્યાસ ઉપરનો પ્રેમ અને ખંત એટલાં અનુપમ હતાં કે થોડા પણ પરિચયવાળાને તેમના એ ગુણોની પ્રતીતિ થયા વિના રહેતી નહિ. આથી અલ્પવયસ્ક લાધાભાઈ તરફ અનેક સજ્જનોનાં મન આકર્ષાયા વિના રહ્યાં

નહિ. એ વખતે લાધાભાઇ સંસારીની અવસ્થામાં હોવા છતાં જૈન શાસ્ત્રોના અભ્યાસમાં ગુંથાયા હતા. અભ્યાસમાં તે એટલા નિમગ્ન બની જતા કે જમવાનો વખત થયો હોવાનું ભાન પણ તેમને રહેતું નહિ. કોઈ ખાસ આવીને સૂચના કરે અથવા તો હાથમાંનું અભ્યાસનું પુસ્તક ઝુંટવી લેઈને એક બાજુએ મૂકી દે ત્યારે જ તેમને દેહને ભાડું આપવાનું પણ સૂજતું!

લાધાભાઈના આ અનુપમ ગુણ ઉપર સ્વાભાવિક રીતે જ વાંકાનેરના સંઘને અનુરાગ ઉત્પન્ન થયો અને. ભવિષ્યના એ મહાપુરૂષની દીક્ષાનો મહોત્સવ વાંકાનેરમાંજ થાય એવી તેમને ઉત્કટ જિજ્ઞાસા ઉત્પન્ન થઈ. સૌનો એક નિશ્ચય થયો એટલે તેમણે પૂજ્યશ્રીને લાધાભાઇને દીક્ષા આપવા માટે વાંકાનેરના સંઘને કૃતાર્થ કરવા વિનતિ કરી. એટલામાં પૂજ્ય શ્રીના આ ચંચળ શિષ્યની વાત વાંકાનેરના ના. રાજસાહેબના જાણવામાં આવી અને ઇચ્છાપૂર્વક એ નાના ભાવસાધુનું ઉપદેશકથન શ્રવણ કર્યું. તે નામદારનું મન પણ એમના તરફ આકર્ષ્યું. **स्वदेशे पूज्यते राजा विद्वान्सर्वत्र पूज्यते** એ સત્ય છે. ના. રાજસાહેબે પણ પૂજ્ય શ્રી દેવજી સ્વામીને આગ્રહપૂર્વક વિનતિ કરી કે લાધા-

ભાઈની દીક્ષાના ઉત્સવથી તો વાંકાનેરને જ ભાગ્યશાળી થવા દો. છેવટે પૂજ્ય શ્રીએ અનુમતિ આપી, અને સંવત્ ૧૯૦૩ ના વૈશાખ સુદ ૮ ને પવિત્ર દિવસે લાધાભાઈએ પૂજ્ય શ્રી દેવજી સ્વામી પાસે દીક્ષા લીધી. શ્રાવકોએ ધર્મના ઉદ્યોતને પ્રકાશિત કરવા માટે મોટી ધામધૂમ કરીને પોતાની ધર્મરૂચિનું દર્શન કરાવ્યું. લાધાભાઇ તે સમયથી લાધાજી સ્વામી થયા, આત્માના એક મુખ્ય ધ્યેયને સિદ્ધ કરવાના આશ્રમના ત્યાગરૂપ દ્વારમાં તેમણે પગ મેલ્યો અને અણગાર ધર્મ પાળવાની શરૂઆત કરી.

જૈન સૂત્રગ્રંથોમાં કહેલા અણગાર ધર્મનું પરિપાલન અતિ કષ્ટસાધ્ય છે છતાં એ ધર્મ પાળવામાં જ 'ખરો ત્યાગ' રહેલો છે એમ કહ્યા વિના નહિ ચાલે. 'ત્યાગ'ને માટે પણ કેળવણી અને સંસ્કારોની મોટી અગત્ય છે, સંસારમાં સુખે વિહરતા એક જુવાન કે પ્રૌઢ વયના પુરૂષને ત્યાગની અભિલાષા થઈ કે તુરત થોડું ધર્મજ્ઞાન મેળવીને મોટી ધામધૂમથી દીક્ષાનો વરઘોડો કઢાવી દીક્ષિત થઈ જવું એ પ્રથામાં કેટલાક સુધારાને અવકાશ રહેલો છે. દીક્ષાની પદ્ધતિ જે પૂર્વે ગ્રહણ કરવામાં આવતી હતી અને જેને વિષે સૂત્રગ્રંથોમાં અનેક દષ્ટાંતો જોવામાં આવે છે, તે પદ્-

તિની જાળવણી કરવી એ એક ફરજ છે અને સૂત્રગ્રંથોમાં કહેલા અણગારધર્મનું પરિપાલન કરવું એ બીજી ફરજ છે. આ બન્ને ફરજોનું પરિપાલન ન થાય તો જે મુખ્ય ફરજનું પરિપાલન કરવું જોઇએ તે બીજી ફરજ છે. દીક્ષાની પદ્ધતિને વળગી રહેવું અને અણગારધર્મ પૂરી રીતે પાળવાનું સામર્થ્ય દીક્ષાના ઉમેદવારમાં છે કે નહિ એ ન જોવું: એ સ્થિતિ આજકાલ બહુધા જોવામાં આવે છે. પદ્ધતિનો ભલે ત્યાગ થાય પરન્તુ ત્યાગ કરનાર ત્યાગાભિલાષીનું સામર્થ્ય તો ત્યાગને માટે સારી પેઠે કેળવાવું જોઇએ. ત્યાગની કેળવણી વિના ત્યાગ કરનારા અધૂરા ઘડાઓ ઉભય દિશાએથી ભ્રષ્ટ થઇને ભવભ્રમણ કરતા અત્યારે પણ જોવામાં આવે છે. ત્યાગાભિલાષી શિષ્યોને સાધુઓએ પોતાની સાથે રાખીને તેમને અભ્યાસ કરાવવો એટલું જ બસ નથી; પરન્તુ ભવિષ્યમાં જે મોટો ત્યાગ તેને કરવાનો છે તે ત્યાગની કેળવણી તેને એ જ અવસ્થામાંથી મળવી જોઇએ અને સાધુના જે કષ્ટસાધ્ય ત્યાગધર્મો છે તે ધર્મોનું પ્રાથમિક પાલન પણ તેની પાસે કરાવવું જોઇએ. અત્યારસુધી જે સ્થૂળ હિંસા કરતો નહોતો તેને માથે એકાએક સૂક્ષ્મ હિંસાનો પણ ત્યાગ કરી નાંખવાનું વિષમ કાર્ય આવી

પડવાનું છે, અરે, એટલું જ નહિ પણ આજસુધી તે સ્થૂળ હિંસા પોતાના મનથી માત્ર કરતો નહિ, તેણે કાંઈ તેવું અણુવ્રત અંગીકાર કર્યું નહોતું, પણ હવે તો તેને માથે એકાએક સૂક્ષ્મ હિંસા પણ વર્જવાનું 'મહાવ્રત' આવી પડવાનું છે અને તેનું પરિપાલન જરા પણ સ્ખલન કર્યા વિના તે કરી શકશે કે કેમ તે તપાસ્યા વિના—તે વિષે તેની જરા પણ કસોટી કાઢયા વિના એકાએક તેને માથે એ મહાવ્રતનો બોજો મેલવો ઉચિત નથી. બાળકને દૂધ પચાવવાની ટેવ હોય છે અને દૂધના પોષણથી તે મોટું થતું જાય છે, તેને એકાએક ચણા ખાવા માટે આપવામાં આવે તો તેનું શું પરિણામ થાય ? કોઈએ તેને કહ્યું હોય કે તે ચણા મીઠા લાગે છે તેથી લલચાઇને કિંવા પોતાને તે ચણા સારા, શોભીતા અથવા શરીરને સુદૃઢ કરનારા લાગ્યા હોય તેથી લોભાઇને તે તો ચણા ખાવા લાગી જાય, પરન્તુ કહેવાની જરૂર નથી કે એ ચણા તેને પચી શકતા નથી અને અજીર્ણ રોગને તે વશ થાય છે. દૂધ ઉપરથી આગળ વધીને ભાત, નરમ રોટલી વગેરે અન્ન એ બાળક પચાવતાં શીખે ત્યારપછી એ મીઠા, શોભીતા અને શરીરમાં કૌવત લાવનારા ચણા ખાવાને તેને આપવામાં આવે તો—

ખોરાક પચાવવાની તેને મળેલી એ કેળવણીથી—તે ચણાને પચાવી શકે. તે પહેલાં તેને ચણા ખાવા આપનાર વડીલને કોણ ડહાપણદાર કહે ? તેવી જ રીતે અણુવ્રત પચાવવાની ત્યાગાભિલાષીની શક્તિની કસોટી કરવી જોઇએ, એ કસોટીમાં તે નિષ્ફળ નીવડે તો તેની એ શક્તિને કેળવવાનો યત્ન કરવામાં આવવો જોઇએ અને એ યત્નને સફળતા મળ્યા પછી જ તેને માથે મહાવ્રતના પરિપાલનનો બોજો મેલવો જોઇએ. દીક્ષાની ક્રિયા કરવામાં આવતી વખતે દીક્ષાના મંત્રોદ્વારા દીક્ષાના અભિલાષીને કહેવામાં આવે છે કે આજસુધી તેં સાગાર ધર્મ પાળ્યો પણ હવે તું અણગારધર્મમાં પ્રવેશ કરે છે. તેમાં તારે પાંચ મહાવ્રતો પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિના મુખ્ય ધર્મો પાળવાના છે જેના ઉપવ્રતો તો અનેકાનેક છે. વળી સમસ્ત જીવન પરોપકારમાં જ ગાળવાનું છે અને 'ત્યાગ' નામને સાર્થક કરવાને સર્વથા સાવદ્ય યોગનો સૌથી પહેલો ત્યાગ કરવાનો છે. આ ધર્મો બતાવનારા દીક્ષામંત્રોની સાથે તેનું વ્યાખ્યાન પણ જો દીક્ષા વખતે શિષ્યને સંભળાવવામાં આવતું હોય તો એ પ્રથા પસંદ કરવા જેવી છે.

દીક્ષાનું આ તાત્પર્ય જાળવવાને માટે હાલમાં પ્રચ-

લિત રીતિમાં કેટલાક સુધારાને અવકાશ હોય એવું સ્પષ્ટ જણાઈ આવે છે. દીક્ષાના ઉમેદવારને ઘેર ઘેર મિષ્ટાન્નો જમવા મોકલવો, તેને બીજી અનેક જાતનાં લાડ લડાવવાં અને દીક્ષાના ઉત્સવને માટે 'ઉત્સવ' શબ્દને સાર્થક કરનારી જે કાંઇ ધામધુમ જોઇએ તે કરતાં દીક્ષાના ઉમેદવારને સ્થૂળ દેહને કિંવા મનને અભિતુષ્ટ કરે તેવા પ્રકારની ધામધુમો કરવી એ કોઇ પણ રીતે ઇષ્ટ નથી. દીક્ષાનો જે ઉમેદવાર થોડા વખત પછી અણગાર થઇ જવાનો છે તેને જિહ્વાલૌલ્યને વશવર્તી બનાવે તેવાં મિષ્ટાન્નો જમાડવાં જોઇએ નહિ પરન્તુ તેની ત્યાગવૃત્તિને ખીલવે તેવો સુક્કો લુખ્ખો અહાર આપવો જોઇએ—બલકે ખરો દીક્ષાભિલાષી ઇચ્છાપૂર્વક તેવાં મિષ્ટાન્નો ન જમે અને જૂદા જૂદા રસો તથા વિગય પદાર્થોનો ત્યાગ કરવાની પોતાની શક્તિને કસોટીની સરાણે ચડાવવા માટે તત્પર રહે. એક એક પરિગ્રહનો ત્યાગ કરવાની શક્તિ કેળવવાને પણ ઘણા પરિષહો સહન કરતાં શીખવું જોઇએ છે. સમિતિઓ અને ગુપ્તિઓની કેળવણી તો દીક્ષાના ઉમેદવારને બહુધા નથી જ અપાતી એમ કહીએ તો ચાલે. પરિણામ એ આવ્યું છે કે શ્રાવકો સાથે 'તું તાં' કરીને લડતા—ઝગડતા અને ભાષાસમિતિના

ધર્મને બદલે બાહ્ય વિનય—સભ્યતાને પણ વિસરી ગએલા કોઈ કોઇ સાધુઓ આજકાલ જોવામાં આવે છે. શિષ્ય દીક્ષા લે ત્યાંસુધી તેના ઉપર ગુરૂનો ભાવ બતાવવાને તથા તેને પ્રસન્ન રાખવાને કેટલીક વાર ગુરૂઓ પોતે જ શિષ્યને લાડ લડાવવાનો યત્ન કરતા જોવામાં આવે છે. સાધુધર્મ એ પ્રકારનો નથી એ તો સ્પષ્ટ જ છે, પરન્તુ આ લાડની અસર એ થાય છે કે બહુધા તે શિષ્ય શિથિલ ચારિત્ર્યવાળો નીવડે છે. દીક્ષાપ્રસંગે હદ બહાર ધામધુમ કરવાની પ્રથા પણ વર્જનીય છે. એ વાત ખરી છે કે એવી ધામધૂમ કરવાનું કાંઈ સાધુઓ શ્રાવકોને કહેતા નથી, પરન્તુ શ્રાવકોના જે કાર્યથી ભવિષ્યમાં કાંઇ અનર્થ ઉત્પન્ન થવાનો સંભવ જણાય, અથવા ત્યાગના અભિલાષી શિષ્યના મન ઉપર કાંઇ વિરૂદ્ધ અસર નીપજવા જેવું જણાય તે કાર્યને અટકાવીને ભવિષ્યના માઠા પરિણામમાંથી સૌ કોઇને બચાવી લેવા એ ધર્મ તો સાધુઓએ બજાવવાની હવે જરૂર જણાય છે. દીક્ષાની ચોક્કસ પદ્ધતિને જ વળગી રહીને સંતોષ માનવો તે કરતાં દરેક નવદીક્ષિત ખરો અને સંપ્રદાયને જ નહિ પરન્તુ પ્રત્યેક મનુષ્ય પ્રાણીને ઉપયોગી થઇ પડે તેવો આત્માર્થી સાધુ બને તે તરફ—તેનામાં તેવા ગુણો

ખીલવવા તરફ વિશેષ કાળજી રાખવાની જરૂર છે. સાધુધર્મનું જે નવનીત છે—તત્ત્વ છે, તેને સાચવી રાખવાની જ માત્ર જરૂર છે. દીક્ષાની ક્રિયાનું બહારનું ખોળીયું બદલાઈ જાય તેની કાળજી રાખવાની હવે જરૂર જણાતી નથી.

દીક્ષા સંબંધે આટલા પ્રાસ્તાવિક વિવેચન પછી અત્ર કહેવાની જરૂર છે કે પૂજ્ય શ્રી દેવજી સ્વામી ત્યાગાભિલાષી શિષ્યમાં ત્યાગ તરફની અભિરૂચિ અને યોગ્યતાનું પૂરતું પ્રમાણ જોવામાં આવ્યા વિના તેને દીક્ષા આપવાનો પોતે વિચાર કરતા નહિ. લાધાભાઇની વય કાંઇક નાની હતી, તોપણ પૂર્વના સંસ્કારને લીધે એ નાની વયના દેહ અને મનમાં મોટી વયના ગુણો આવિર્ભૂત થયા હતા એ પૂજ્ય શ્રીએ સ્પષ્ટ રીતે જોયું હતું અને વિશેષમાં વડીલભાઇ પાસેથી અનુજ્ઞા મેળવતાં તેમણે જે શ્રમ લીધો હતો તેમાં ત્યાગના અભિલાષની તીવ્રતા સ્પષ્ટ દેખાઇ આવી હતી, એટલે તેમને દીક્ષા લેવા દેવામાં પૂજ્યશ્રી સંમત થયા હતા. અનેક પ્રસંગે લાધાભાઈની સહનશક્તિની કસોટી પણ તેમણે કરી હતી. દેશકાળ બદલાતો જાય છે એ પૂજ્યશ્રીના ધ્યાનમાં હતું. પ્રાચીન સમયના અણગારો જેટલો કઠણ આચારધર્મ પાળવાનું આધુનિક સમયમાં નથી

બનતું એ તે સારી પેઠે સમજતા હતા અને તેથી પ્રત્યેક નવદીક્ષિત કઠણમાં કઠણ આચારને પાળવાની લોલુપતામાં વાચન, ચિંતન અને મનન કરવામાંથી ભ્રષ્ટ ન થાય તે તરફ ખાસ લક્ષ રાખતા. કહેવાનું તાત્પર્ય એ નથી કે તે પોતાના શિષ્યોના આચારધર્મને શિથિલ થવા દેતા, પરન્તુ આચારનો ગૂઢ હેતુ વિચારને સુધારવાનો હોય છે તેટલા માટે વિચારને પણ ભ્રષ્ટ કરે તેટલા પ્રમાણસુધી આચારમાં શિથિલતા પ્રાપ્ત ન થવી જોઈએ એ ધ્યાનમાં રાખીને માત્ર અણુસમજ્યે કઠણ આચાર પાળ્યે જવો અને તેની પાછળ અભ્યાસ, જ્ઞાનચર્ચા અને અન્ય પરોપકારી કાર્યોનો ભોગ આપવો એવી કેટલાક સાધુઓની પ્રણાલી તેમને પસંદ પડતી નહિ. પૂજ્ય શ્રી દેવજી સ્વામીના ધર્મ અને આચાર સંબંધી વિચારો ઉદાર હતા, તથાપિ ધર્મના મૂળ સૂત્રોને બાધક થાય તેવા કોઇ પણ માર્ગે તેઓ જતા નહિ તેમજ શિષ્યોને તેવે માર્ગે નહિ જવાનો બોધ કરતા. જૈન સાધુઓના મુખ્ય ધર્મોનું પરિપાલન—મહાવ્રતાદિનું પરિપાલન ઉત્તમ રીતે થવું જોઈએ, અને આચાર વિચારની ઉદારતાના કારણ—બ્હાના હેઠળ એનો ભંગ તો કોઇ પણ રીતે ન જ થવો જોઇએ એ એમના મનનો દૃઢ નિશ્ચય હતો. આ

કારણથી કોઇ પણ શિષ્ય કે સાધુને કોઈ બ્હાના હેઠળ ખરેખરા શિથિલ આચારમાં સપડાતો જોતાં તો સત્વર તે ચેતી જતા અને તેની મનોવૃત્તિને ખરે માર્ગે વાળવાને યત્ન કરતા. નવદીક્ષિતના સંબંધમાં પણ તે પોતાના આ નિશ્ચયને વળગી રહીને જ કામ લેતા. સાધુના ધર્મ બજાવવાનો બોજો માથે લેનાર ભવિષ્યમાં પોતાની ફરજો યથાસ્થિતપણે બજાવી શકે તેટલા માટે તેણે સૌથી મોટું કાર્ય જ્ઞાન સંપાદન કરવાનું છે અને તેણે અભ્યાસમાંજ ચિત્ત જોડી રાખવાની બહુ જરૂર છે. કેટલાક નવદીક્ષિતો, જાણે કે પોતે થોડું–ઘણું ભણીને સાધુનો વેશ પ્હેરતા થયા એટલે હવે પોતાને ધર્મનું સઘળું જ્ઞાન મળી ચૂક્યું એવી રીતે વર્તે છે અને અભ્યાસ કરવાને બદલે શ્રાવકો સાથે ગપાટા મારવામાં કે ઉંઘવામાં દિવસ ગાળે છે. પૂજ્યશ્રી દેવજી સ્વામીની નજર હેઠળ કોઇ પણ નવો સવો સાધુ આવો શિથિલાચારી રહી શકતો નહિ. "મને વિદ્યા ચડતી નથી" એવું કારણ બતાવીને અભ્યાસથી અળગા રહેનારને પણ તે અભ્યાસ કરાવતા અને છેવટે બતાવી આપતા કે ઉદ્યમસથી માણસ વિદ્યાને વશ કરી શકે છે.

દીક્ષા લીધા પછી પણ લાધાજી મહારાજનો અભ્યાસ

એકસરખી રીતે ચાલુ રહ્યો. તેમના લઘુ બંધુ મેઘરાજભાઈ પણ દીક્ષાના અભિલાષી હતા, પરંતુ પૂજ્ય શ્રી દેવજી સ્વામીએ તેમની નાની વયને લીધે તેમને દીક્ષા માટેની પરિપક્વ દશામાં જોયા નહિ અને તેથી ભવિષ્યમાં દીક્ષા આપવાનું મન સાથે ધાર્યું. છતાં મેઘરાજભાઈ પૂજ્ય શ્રીની સાથે જ રહેવા લાગ્યા. લાધાજી મહારાજની દીક્ષા પછી પૂજ્ય શ્રીએ વાંકાનેરમાંથી વિહાર કર્યો અને ધીમે ધીમે ગ્રામાન્તર કરતા તેઓ પોતાના શિષ્યમંડળ સમેત લીંબડીમાં આવી પહોંચ્યા. તે વર્ષનું ચાતુર્માસ પણ લીંબડીમાં જ ઠરાવ્યું, એટલે લાધાજી મહારાજનું પહેલું ચાતુર્માસ પણ સંપ્રદાયના મુખ્ય સ્થળમાં જ વીત્યું.

* * * *

પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજીએ પૂજ્ય શ્રી લાધાજી સ્વામીની દીક્ષા સંબંધે રચેલો શ્લોક આ નીચે આપ્યો છે:

**सिक्त्वा योऽनुजबांधवस्य हृदये वैराग्यबीजं ध्रुवं।**
**वह्न्यभ्रांकधराब्दमाघवसिते पक्षे तृतीयादिने ॥**
**वांकानेरपुरे गुरोः सुरजितोऽभ्यर्णे प्रवव्राजयो ।**
**तस्मै श्री गुरवे नमः प्रतिदिनं लाधाजि संज्ञाय मे ॥**

**અર્થ**—જે નાના ભાઇના હૃદયને વિષે નિશ્ચય વૈરા-

ગ્યનાં બીજ સિંચીને ૧૯૦૩ ના વૈશાખ સુદ ૩ ને દિને વાંકાનેર શહેરને વિષે દેવજીસ્વામી પાસે સુખકારી પ્રવર્જ્યા લેતા હવા, એવા શ્રી લાધાજી નામના ગુરૂદેવને મારા નમસ્કાર હો.

પૂજ્યશ્રી લાધાજી સ્વામીના નાના ભાઇ મેઘરાજભાઇની દીક્ષા સંબંધે પં. મુ. શ્રી રત્નચંદ્રજીએ રચેલો શ્લોક નીચે પ્રમાણે છેઃ—

**ज्येष्ठे शुक्लदले चतुर्थदिवसे वर्षे द्वितीये ततः।**
**ख्याते लिंबडिपत्तने गुरुवरश्रीपूज्यपादान्तिके॥**
**येनोदारधिया प्रवर्तितमहे प्रव्राजितः सोदरः।**
**तस्मै श्री गुरवे नमः प्रतिदिनं लाधाजि संज्ञाय मे॥**

**અર્થ**—ત્યારપછી બીજે વર્ષે પ્રખ્યાત એવા લીંબડી શહેરને વિષે ગુરૂમાં પ્રધાન એવા શ્રી દેવજી સ્વામીના પાસે ૧૯૦૪ ના જ્યેષ્ઠ સુદી ૪ ને દિને મહોત્સવ પ્રવર્તતે છતે જે ઉદાર બુદ્ધિએ કરી સહોદર ભાઇને પ્રવર્જ્યા દેવરાવતા હવા એવા શ્રી લાધાજી નામના ગુરૂદેવને મારા નમસ્કાર હો.

એ વિષે શાસ્ત્રી ભાણજીભાઇએ રચેલો શ્લોક નીચે મુજબ છેઃ—

**स्वात्मानं तूद्धर्तुं नान्योपायोस्ति नौ हि भवमध्ये ।**
**भवितव्या मुनिदीक्षा संचिन्त्येत्थं व्रतं ह्युभौ दधतुः ॥**

**અર્થ**—પૂજ્ય શ્રી દેવજી સ્વામીનું વ્યાખ્યાન શ્રવણ કરી બન્ને ભાઈને વિચાર ઉત્પન્ન થયો કે આ અસાર સંસારરૂપી સમુદ્રનો પાર પામવામાટે મુનિની દીક્ષા વિના બીજો કોઇ માર્ગ નથી એમ વિચારી બન્ને ભાઇએ પૂજ્ય શ્રી પાસે દીક્ષા લીધી.

---

# પ્રકરણ ૫ મું.

## અભ્યાસ અને તેની પદ્ધતિ.

અભ્યાસ અર્થાત્ વાચન, મનન અને નિદિધ્યાસન એ સાધુજીવનની સફળતાની મુખ્ય ચાવી રૂપ છે. જગતમાં જૈન ઉપરાંત રામાનુજ, શૈવ, વૈષ્ણવ, આર્ય-સમાજ, બૌદ્ધ, ખ્રિસ્તી, ઇસલામવગેરે અનેક પંથ, ધર્મ કિંવા મતના સાધુઓ ચોતરફ ફરી રહ્યા છે જેમાંનો મોટો વર્ગ તો જગતને એક મોટા બોજારૂપ થઇ પડેલો જોવામાં આવે છે.

એ પ્રકારના સાધુઓ નથી પોતાના આત્માનું કલ્યાણ કરી શકતા કે નથી તેઓ ઉપદેશ કે જ્ઞાનવડે બીજાઓનું કલ્યાણ કરી શકતા. સાધુતાની બે મુખ્ય ફરજો પોતાના આત્માનું કલ્યાણ કરવાની અને પરને તેમના આત્માનું કલ્યાણ કરવામાં સહાયભૂત થવાની છે અને તે જ કારણથી વિદ્વાન્ પુરૂષોએ જ્ઞાનને અગ્ર પદ આપ્યું છે. **पढमं नाणं तओ दया** અર્થાત્ પ્રથમ જ્ઞાન અને પછી દયા, તેમ જ **ज्ञानादेव हि मुक्तिः स्यात्** અર્થાત્ જ્ઞાનથી જ મુક્તિ પ્રાપ્ત થઇ શકે છે ઈત્યાદિ વચનામૃતો જ્ઞાન મેળવવાના સાધનરૂપ અભ્યાસની મહત્તા પ્રતીત કરાવે છે. અભ્યાસ વિના સ્વહિત અને પરહિતની સાધના થઇ શકશે નહિ એવી માન્યતાથી મહારાજ શ્રી લાધાજી સ્વામીએ દીક્ષા અંગીકાર કર્યા પછી પણ ઉત્સાહપૂર્વક અભ્યાસ ચાલુ કર્યો.

લીંબડીના પ્રથમ ચાતુર્માસમાં લાધાજી સ્વામીએ ગુરૂવર્ય શ્રી દેવજી સ્વામી પાસે જ અભ્યાસ પૂરો કર્યો. તે ચાતુર્માસમાં લીંબડીમાં દસ મુનિવરો બિરાજ્યા હતા. પૂજ્ય શ્રી દેવજી સ્વામી, વનાજી સ્વામી, કાનજી સ્વામી, નથુજી સ્વામી, દીપચંદજી સ્વામી, દેવકરણજી સ્વામી, જેચંદજી સ્વામી, જીવણજી સ્વામી, ડાહ્યાજી સ્વામી, અને લાધાજી સ્વામીને

એ ચાતુર્માસમાં પૂજ્ય શ્રી દેવજી સ્વામી ઉપરાંત બીજા મુનિવરો તરફથી પણ અભ્યાસમાં મદદ મળતી હતી. પરંતુ ત્યારપછી અભ્યાસને માટે કાંઇ ચોક્કસ ગોઠવણુની ખાસ જરૂર હતી. પૂજ્ય શ્રી દેવજી સ્વામીએ લાધાજી સ્વામીના વિદ્યાગુરૂ તરીકે મહારાજ શ્રી મોટા સવજી સ્વામીને પસંદ કર્યા અને લાધાજી સ્વામીને સવજી સ્વામીની સાથે રહેવાની આજ્ઞા કરી.

વિદ્યાભ્યાસ કરનાર શિષ્ય અભ્યાસને માટે ગમે તેટલો ઉત્સુક રહ્યાં કરે પરંતુ જ્યાંસુધી ગુરૂમાં તેવી ઉત્સુકતા હોતી નથી ત્યાંસુધી અભ્યાસ સારી રીતે ચાલતો નથી બલકે શિષ્યની અભિલાષાને તૃપ્તિ મળી શકતી નથી. જ્યાં વિદ્યાભ્યાસ કરનાર શિષ્ય અને કરાવનાર ગુરૂ ઉભય એકસરખા ખંતીલા અને ઉદ્યમી હોય છે ત્યાં અભ્યાસની પ્રગતિ બેવડી થાય છે. સવજી સ્વામી પાસે લાધાજી સ્વામી અભ્યાસ માટે રહેવા લાગ્યા ત્યારથી લાધાજી સ્વામીનો અભ્યાસ બેવડી ગતિથી આગળ વધવા લાગ્યો કારણકે ઉભયનો ઉત્સાહ એકસરખો હતો. એજ વર્ષમાં એટલે સંવત ૧૯૦૪ના જેઠ સુદ ૪ ને દિને લાધાજી સ્વામીના લઘુ બંધુ મેઘરાજભાઇએ પૂજ્ય શ્રી દેવજી સ્વામી પાસે લીંબડીમાં

પ્રવર્જ્યા અંગીકાર કરી. મેઘરાજભાઇને પણ પોતાના વડીલ બંધુની આજ્ઞા અપાવવામાં લાધાજી સ્વામીએ પરિશ્રમ લીધો હતો. એ સત્ય જ છે કે જે આત્મા પોતાનાં નેત્રોવડે જે માર્ગે પોતાનું કલ્યાણ જુએ છે, તે આત્મા તેજ માર્ગે બીજાઓને વાળવામાં પણ તત્પર રહે છે. તે વખતે પોતાનાં નેત્રોને તે સંસારી દૃષ્ટિનાં મેલાં ચશ્મા ચડાવ્યા વિના જ આજ્ઞા કરે છે કે " તને જે હિતકર દેખાય તે આચર અને બીજાઓને તે માર્ગે દોર." મેઘરાજભાઇની ઇચ્છા પણ દીક્ષા અંગીકાર કરવાની હતી અને લાધાજી સ્વામીની જગ્યાએ જો કોઇ બીજો સંસારી દૃષ્ટિવાળો સાધુ હોત તો તે સ્વાભાવિક રીતે જ એમ કહેત કે: " ભાઇ મેઘરાજ! મેં દીક્ષા લીધી છે અને તું પણ જો દીક્ષા લઇશ તો વડીલ ભાઇ સંસારમાં એકલા પડી જશે માટે તું દીક્ષાના વિચારથી નિવૃત થા." પરન્તુ લાધાજી સ્વામીની નિર્મળ દૃષ્ટિને સંસારનાં સુખદુઃખની વાસનાનું દર્શન જ થતું નહોતું અને તેથી મેઘરાજભાઇને પણ દીક્ષા લેવામાં ઉલટા ઉત્સાહિત ક્યાં હતા. પોતાનાં આપ્ત અને પ્રિય જનોને દીક્ષાને માટે ઉજમાળ કરવાં એ ગુણ કોઇક જ સંસારીમાં જોવામાં આવે છે. આવા જ પ્રકારનો મનસ્ત્યાગ પૂજ્ય શ્રી

દેવચંદ્રજી સ્વામીના સંસારપક્ષના પિતા રંગજીભાઈએ દર્શાવ્યો હતો તે પણ ભાગ્યે જ ભૂલી જઇ શકાશે. રંગજીભાઇ અને દેવચંદભાઈ-પિતા અને પુત્ર બંનેએ એકી સાથે પ્રવર્જ્યા અંગીકાર કરી હતી. ત્યાગમાં રૂચિ ધરાવતા છતાં સંસારની વાસનાનો એક અણુ પણ અંતરમાં ધરાવનારો એવો જો કોઇ બીજો પિતા રંગજીભાઇને સ્થળે હોત તો તે પોતાની સાથે પોતાના પુત્રને પણ દીક્ષાને માટે તૈયાર કરત નહિ! તેના મનમાં તે વખતે એવું જ લાગત કે "હું ભલે ત્યાગી થઉં, પણ આ આશાભર્યો પુત્ર ભલે સંસારમાં જ રહે કારણકે તે પોતાની ચપળતાથી સંસારમાં મારૂં નામ કાઢશે—મારો વંશ રાખશે." પરન્તુ નહિ, રંગજીભાઇમાંથી સંસારની વાસના એટલી તિરોહિત થઇ ગઈ હતી કે તેમને પોતાના સંસારી વંશની જરા પણ ઇચ્છા રહી નહોતી. તેમને તો માત્ર પ્રવર્જ્યામાં જ પોતાનું અને પોતાના પુત્રનું ખરૂં કલ્યાણ દેખાતું હતું અને તેથી સંસારનાં મેલાં ચસ્મા તેમની આંખોપર ક્ષણભર પણ ઠરી શકતાં નહિ. * એવી

* એવો જ મનસ્ત્યાગનો દાખલો પૂજ્ય શ્રી દીપચંદ્રજીના સંબંધમાં આપી શકાશે. તેમણે તેમના બે ભાઈઓની સાથે એટલે કે ત્રણે ભાઇઓએ દીક્ષા અંગીકાર કરી હતી. પંડિત શ્રી નાગજી મુનિ અને તેમના સંસાર પક્ષના પિતા જીવણભાઇનો દૃષ્ટાંત પણ તેવા જ મનસ્ત્યાગનો છે.

જ રીતે લાધાજી સ્વામી પણ મેઘરાજભાઇને સંસારથી વિરક્ત થએલા જોઇને અતિ આનંદ પામ્યા.

ત્યારપછી લાધાજી સ્વામી પોતાના વિદ્યાગુરૂ સવજી સ્વામીની સાથે જ વિહાર કરવા લાગ્યા. તેમણે બીજું ચાતુર્માસ સંવત ૧૯૦૪માં જ મહારાજ શ્રી સવજી સ્વામીની સાથે જેતપુરમાં કર્યું. ત્રીજું ચોમાસું પણ તેમની જ સાથે રહીને ધોલેરામાં કર્યું. ધોલેરાના ચાતુર્માસમાં મહારાજશ્રી દીપચંદ્રજી સ્વામી અને નવદીક્ષિત મુનિ શ્રી મેઘરાજજી પણ સાથે રહ્યા હતા. એ પ્રમાણે બે ચાતુર્માસ, સવજી સ્વામીના સંગાથમાં ગાળ્યા પછી સંવત્ ૧૯૦૬ નું ચાતુર્માસ નવાનગરમાં અને સંવત્ ૧૯૦૭નું ચાતુર્માસ જેતપુરમાં પૂજ્ય શ્રી દેવજી સ્વામીની સાથે રહીને અભ્યાસ કરવામાં ગાળ્યાં. નવાનગરના ચાતુર્માસમાં તેમની સાથે સુંદરજી સ્વામી હતા અને જેતપુરના ચાતુર્માસમાં સુંદરજી સ્વામી, દીપચંદ્રજી સ્વામી તથા સંઘજી સ્વામી સાથે હતા. પુનઃ તેમણે સવજી સ્વામીનો સંગાથ શોધ્યો અને પૂજ્યશ્રીની આજ્ઞા લઇને કચ્છમાં ગયા. સંવત્ ૧૯૦૮નું છઠું ચાતુર્માસ માંડવીબંદરમાં કર્યું તેમાં એકંદર ચાર સાધુઓ બિરાજ્યા હતા જેમાં દેવકરણજી સ્વામી અને મેઘરાજજી સ્વામી હતા.

એ પ્રમાણે કેટલોક વખત કચ્છમાં રહીને લાધાજી સ્વામી અવજી સ્વામીની સાથે કાઠિઆવાડમાં પધાર્યા અને સાતમું ચાતુર્માસ ૧૯૦૯માં જેતપુર મુકામે કર્યું, જે વખતે તેમની સાથે ગોપાળજી સ્વામી અને મેઘરાજજી સ્વામી હતા. પુનઃ પૂજ્ય શ્રીએ કચ્છમાં વિહાર કર્યો એટલે લાધાજી સ્વામી તેમની સાથે રહીને અભ્યાસ કરવા કચ્છમાં ગયા અને ૧૯૧૦નું ચાતુર્માસ માંડવીમાં કર્યું. તે વખતે પૂજ્ય શ્રીની સાથે લાધાજી સ્વામી ઉપરાંત કહાનજી સ્વામી, દીપચંદજી સ્વામી અને મેઘરાજજી સ્વામી હતા.

આ બધો વખત લાધાજી સ્વામીએ અભ્યાસ પાછળ મંડી રહેવામાં જ ગાળ્યો હતો. તેમણે કાંઈ આજકાલ અંગ્રેજી ભણતા વિદ્યાર્થીઓની પેઠે રાતસુધી દીવાબત્તી બાળીને ગોખણપટ્ટી ચલાવી નહોતી કે ખિંટી સાથે બાંધેલી દોરડીનો બીજો છેડો માથાની ચોટલી સાથે બાંધીને ઝોકું ખાવા જતાં વાળ ખેંચાવાને લીધે જાગી જવાય તથા ગોખણપટ્ટી ચલાવાય એવી વિલક્ષણ હાસ્યજનક ખંત પણ દર્શાવી નહોતી, છતાં એટલો વખત પૂજ્ય શ્રી દેવજી સ્વામી તથા મહારાજશ્રી અવજી સ્વામીજી સાથે રહીને તેમની પાસે તેમજ બ્રાહ્મણ પંડિતો પાસે ખંતપૂર્વક વિદ્યાભ્યાસ કર્યો

હતો અને બત્રીસે સૂત્રનું જાણુપણું મેળવ્યા ઉપરાંત (૧) ઉત્તરાધ્યયન સૂત્ર, (૨) દશવિકાલિક સૂત્ર, (૩) નંદીસૂત્ર, (૪) સુયગડાંગ, (૫) ઉવવાઇ સૂત્ર અને (૬) ઉપાસકદશા એ પ્રમાણે ૬ સૂત્રો જિહ્વાગ્રે કર્યાં હતાં. તે ઉપરાંત સંસ્કૃત, પ્રાકૃત, માગધી ભાષાનાં વ્યાકરણો અને કોષ, ન્યાય તથા અલંકારના ગ્રંથોનો અભ્યાસ પણ ચાલતો હતો જેમાંના કેટલાક ગ્રંથો તેમણે પૂરા પણ કર્યા હતા. એમની સ્મરણશક્તિ એટલી આશ્ચર્યજનક હતી કે તેમણે અભ્યાસ કરેલા ગ્રંથમાંથી હરકોઇ પ્રશ્ન કરવામાં આવે, તોપણ તેનો ખરો ઉત્તર આપવામાં ભાગ્યે જ તે પછાત પડતા. કઠીન વિષયો યાદ કરવા માટે અભ્યાસની પદ્ધતિ તેમણે જૂદી જ યોજી રાખી હતી. વ્યાકરણ કે બીજા ગ્રંથોનો જે અભ્યાસ આકરો લાગતો તેથી તે જરા પણ કંટાળતા નહિ, પરન્તુ જેમ જેમ તેમાં વધારે કઠીનતા જણાતી તેમ તેમ તેમને તે વિષયો યાદ કરી લેવાનો વધારે ઉત્સાહ સ્ફુરતો અને તે વિષય વાંચીને યાદ કરવાની સાથે સાથે તે પોતાને હાથે લખતા પણ જતા. જેઓએ આ પ્રકારના કઠીન વિષયોનો અભ્યાસ કર્યો હશે તેઓ સારી પેઠે સમજતા હશે કે એકલી ગોખણપટ્ટીથી એ અભ્યાસ કેટલો કંટાળાભરેલો થઇ

પડે છે. પરન્તુ યાદ કરતાંની સાથે અભ્યાસનો વિષય સ્વહસ્તે લખતા જવાથી દરેક શબ્દ ઉપર મગજ અવિભક્ત જ રહે છે અને તેની છાપ મગજ ઉપર વધારે ઉંડી પડે છે. બહુ કઠીન વિષયો પણ એ પદ્ધતિથી થોડા વખતમાં અને કંટાળા વિના શીખી શકાય છે અને તેથી એ પદ્ધતિ સાધાજી સ્વામીએ પણ ગ્રહણ કરી હતી. એ પદ્ધતિનો એક વિશેષ લાભ એ છે કે તેથી શીખેલો વિષય લખવામાં પણ ચૂકો થવા પામતી નથી અને તેથી માત્ર મુખોપમુખ શીખેલા કેટલાકો જેમ મુખપંડિતો જ બને છે અને લખતી વખતે તેઓ અનેક દોષો કરે છે તે પ્રકારની ખામી પોતાને હાથે લખીને શીખનારાઓમાં જોવામાં આવતી નથી.

જૈન સાધુઓ ચાતુર્માસના વખત સિવાય બીજે કોઈ વખતે એક જ સ્થળે લાંબો વખત ગાળી શકતા નથી, તેમ જ અનેક પ્રતિકૂળ સંયોગોની વચ્ચે અડવાણે પગે તેમને પ્રવાસ કરવો પડે છે, એટલે સંસારીઓના જેટલો વખત તેમને અભ્યાસ કરવાને માટે મળી શકતો નથી. સામાન્ય વિદ્યાર્થીઓને કોઇ સાધુઓના કઠીન આચારો પાળવા પાછળ કે ધર્મક્રિયાઓ, ધર્મોપદેશ અને ધર્મચર્ચા તથા શંકાનિવારણ માટે વખત ગાળવાની જરૂર

રહેતી નથી. જૈન સાધુઓ રાત્રિને વખતે લખી-વાંચી શકતા નથી અને વિદ્યાર્થીઓ તો રાત્રે પણ અભ્યાસ કરી શકે છે. અભ્યાસને માટે સાધુઓને આટલી બધી અગવડો વેઠવી પડે છે અને સંસારી વિદ્યાર્થીઓને આટલી બધી સગવડો મળી શકે છે; તેમ છતાં સંસારી વિદ્યાર્થીઓ અભ્યાસમાં કેમ સારી રીતે ઝળકી ઉઠતા નથી ? આ પ્રશ્નનો ખુલાસો કરવાની જરૂર છે.

સંસારી વિદ્યાર્થીઓને જે બાહ્ય અનુળકૂતાઓ અભ્યાસને માટે મળતી જોવામાં આવે છે તે કરતાં વિશેષ માનસિક પ્રતિકૂળતાઓ તેમના અભ્યાસમાં અંતરાયભૂત થઇ પડે છે. આવી માનસિક પ્રતિકૂળતાઓ વચ્ચે વિદ્યાર્થીઓને વધારે પરિશ્રમ કરવાની જરૂર પડે છે. અભ્યાસ એ મનનો વિષય છે અને બાહ્ય અનુકૂળતાઓ માત્ર મનને સ્થિર કરવામાં જ સાધનભૂત થઇ પડે છે. બાહ્ય અનુકૂળતાઓ ગમે તેટલી વિશેષ હોય પરંતુ માનસિક અનુકૂળતા ન હોય, તો અભ્યાસ સારી રીતે કરી શકાતો નથી; અને સંપૂર્ણ માનસિક અનુકૂળતા હોય, તો બાહ્ય પ્રતિકૂળતા અભ્યાસને બહુ ખલેલ કરી શકતી નથી. સંસારી વિદ્યાર્થીઓની માનસિક પ્રતિકૂળતાને જન્મ આપનાર મુખ્યત્વે કરીને એ

અવસ્થામાં તેમનાં લગ્ન કરવામાં આવે છે તે તથા કેટલીક વાર કુસંગતિ થઈ પડે છે. લગ્નથી તેઓના અભ્યાસની આડે બે પ્રકારના અંતરાયો આવે છે. હિંદુ સંસારનું બંધારણ એવા પ્રકારનું છે કે એક કુટુંબ ગમે તેવી સલાહ શાન્તિથી વર્તતું હોય તોપણ પતિ–પત્નીને અનેકાનેક દુઃખકથાઓ એક બીજાની પાસે કહવાની હોય છે, અને તે પ્રકારનો નવો બોજો એ વિદ્યાર્થીના મગજ ઉપર પડે છે. અભ્યાસી તરીકેની ફરજો બજાવવાની સાથે તેને માથે પ્રેમી પતિ તરીકેની ફરજોનો બોજો આવી પડતાં તે અભ્યાસને માટે ચિત્તની સ્થિરતાને પ્રાપ્ત કરી શકતો નથી. વિશેષમાં બ્રહ્મચર્યનો પ્રથમ ભંગ મગજને નિર્બળ બનાવે છે અને ચિત્તમાં વિહ્વળતાનો સંચાર કરે છે, જે બન્ને અવસ્થા વિદ્યાર્થીના અભ્યાસને માટે તદ્દન પ્રતિકૂળ હોય છે. સંસારી વિદ્યાર્થીઓ કુસંગતિના ભયમાં વિશેષ મેલાએલા હોય છે અને કુસંગતિ કદાપિ કોઈ પણ કાર્યમાં વિજય અપાવતી નથી. **अणुरप्यसतां संगः सद्गुणं हन्ति विस्तृतम् ॥** દુષ્ટ માણસનો સ્વલ્પ પણ સંગ થયો હોય તો તેથી સદ્દગુણનો નાશ થાય છે, એટલે વિદ્યાર્થી જો કોઇએક દુષ્ટ જનની સોબતમાં આવી જાય છે, તો તે

સમયથી તે પતિત થવા માંડે છે. વિદ્યાર્થી અવસ્થામાં થતાં લગ્નોથી અને કુસંગતિથી અનેક બુદ્ધિમાન્ અને ચંચળ વિદ્યાર્થીઓના અભ્યાસો અટકી ગએલા ઘણી વાર સંસારમાં જોવામાં આવે છે. જે માબાપો પોતાના પુત્રોને વિદ્યામાં, શરીરસંપત્તિમાં અને સદ્ગુણમાં આગળ વધેલા જોવાની અભિલાષા રાખતા હોય તેમણે પુત્રોનાં લગ્ન વિદ્યાર્થી અવસ્થામાં કરવાં ઉચિત નથી. અત્ર બાળલગ્ન થતાં અટકાવવાનો જ એકલો હેતુ રહેલો નથી. કદાચ વીશ વર્ષનો એક વિદ્યાર્થી વયમાં લગ્નને લાયક લેખાવાયોગ્ય મનાય અને તેવું લગ્ન બાળલગ્ન ન કહેવાય, પરન્તુ જો તે હજી વિદ્યાર્થી અવસ્થામાં હોય, તો અભ્યાસમાં તેની પ્રગતિ થએલી જોવા માટે તેનું લગ્ન ઈષ્ટ નથી. અભ્યાસ માટે નૈષ્ઠિક બ્રહ્મચર્યની અનિવાર્ય અગત્ય છે અને તેટલા માટે બાળલગ્નો ઉપરાંત વિદ્યાર્થી લગ્નો પણ ન થવાં જોઇએ. આ બધી માનસિક પ્રતિકૂળતાઓમાંથી સાધુઓ હમેશાં મુક્ત રહેલા હોય છે. સંસારનો તો તેમણે ત્યાગ જ કરેલો હોય છે એટલે કુટુંબચિંતા તેમને વેઠવી પડતી નથી કે નૈષ્ઠિક બ્રહ્મચર્ય ખંડિત થવાના યોગો આવતા નથી. વિશેષમાં કુસંગતિનો પાશ પણ તેમને લાગતો નથી કારણ કે

તેઓના નિત્યના સહવાસી બહુધા સાધુઓ અને ધર્મરાગી શ્રાવકો હોય છે. વળી એક જ સ્થળે બહુ વાર તેઓ રોકાઇ શકતા નથી એટલે કોઇ એક માણુસ કિંવા સંસારીના અતિપરિચયથી તે મુક્ત જ રહે છે. તેમને પ્રવાસ પાછળ, ગોચરી પાછળ, વ્યાખ્યાન પાછળ અને નિત્યક્રિયાઓ પાછળ બહુ વખત ગાળવો પડે છે અને રાત્રિ વાચનમાટે ઉપયોગમાં આવતી નથી; આ બાહ્ય અગવડો હોવા છતાં તેમની માનસિક અનુકૂળતાઓ એવી છે કે અભ્યાસમાં તેઓ યથેષ્ટ આગળ વધે છે. વિદ્યાર્થીઓની બાહ્ય અનુકૂળતાઓ કરતાં તેમની માનસિક અનુકૂળતાઓ તેમને પોતાના અભ્યાસમાં વધારે મદદ કરી શકે છે, અને તેમની સ્મરણુશક્તિ હમેશાં તાજી ને તાજી જ રહે છે. ઘણા વિદ્યાર્થીઓ આજકાલ અભ્યાસમાં પાછળ પડી જતા દેખાય છે તેનું કારણુ આ જ છે.

વિદ્યા અને જ્ઞાન એ બે શબ્દોનો ઉપયોગ પર્યાયવાચક શબ્દો તરીકે બહુધા કરવામાં આવે છે, પરન્તુ તેમાં મોટી ભૂલ રહેલી છે. 'વિદ્યા' એ મગજ અને સ્મૃતિના વ્યાપારનું પરિણુામ છે, 'જ્ઞાન' એ મગજ અને સ્મૃતિ ઉપરાંત સહૃદયતા અને આત્માની નિર્મળતાનું મિશ્ર પરિણુામ

છે. દરેક વિદ્યાવાન્‌ને જ્ઞાની કહી શકાય નહિ, અને તેટલા માટે **विद्या शस्त्रं च शास्त्रं च** અર્થાત્ વિદ્યા શસ્ત્રરૂપ તેમજ શાસ્ત્રરૂપ છે એમ કહેલું છે. જો સન્માર્ગે વળે તો વિદ્યા શાસ્ત્રરૂપ છે અને કુમાર્ગે વળે તો તે શસ્ત્રરૂપ છે; એટલે વિદ્યાનું પરિણામ હંમેશાં સારા સ્વરૂપમાં જ જ આવે એમ નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ. જ્ઞાન એ વિદ્યા ઉપર અનેક પગથીયાં ચડ્યા પછી પ્રાપ્ત થાય છે અને વાસ્તવિક અર્થમાં એ સ્થિતિએ પહોંચ્યા પછી વિદ્યાનો દુરૂપયોગ સંભવતો નથી. **विद्या ददाति विनयं** , અર્થાત્ વિદ્યાથી વિનય આવે છે એ કથન એક સામાન્ય નીતિ-વચન છે, અને ખરૂં છે કે વિદ્યા અને સુપાત્રનું જો યોગ્ય મિશ્રણ થયું હોય તો વિનયની ઉત્પત્તિ થાય છે; પરન્તુ આજકાલ તેથી ઉલટું જ પરિણામ જોવામાં આવે છે. એમાં વિદ્યાની ખામી કરતાં પાત્રની પાત્રતાની ખામી વિશેષ કારણીભૂત છે, છતાં આજકાલ કેટલાક વિદ્વાન્ જનોમાં જે અવિનય જોવામાં આવે છે તેને લોકો 'વિદ્યા' નું પરિણામ માને છે અને તેથી વિદ્યાને નિંદે છે. કોણ જાણે શાથી એ વિદ્યા પોતાની સાથે ગર્વને લઇને જ આવે છે અને તેથી એક માણસ જેમ વધારે વિદ્યાવાન્ હોય છે તેમ તેનામાં

વિશેષ અભિમાન પ્રવેશ પામેલું દૃષ્ટિગોચર થાય છે. આમાં ઘણાએ અપવાદો પણ જોવામાં આવે છે. સરલ ચિત્તધારી વિદ્વાનો વિનાની પણ આ પૃથ્વી નથી. **बहुरत्ना वसुंधरा** છે. સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે એવા વિદ્વાનો અપૂર્ણ વિદ્યાવાળા હોવાથી જ તેઓ અભિમાનના સર્પથી વીંટળાએલા રહે છે; જેઓ પૂરી વિદ્યાવાળા હોય છે તેઓ તો શાન્ત, સરલ ચિત્તવાળા અને નિરભિમાની જ હોય છે. **पूर्णो घटो हि न करोति शब्दं** અર્થાત્ પૂરો ભરેલો ઘડો રણકાર કરતો નથી—ખાલી હોય તો જ તે રણકાર કરે છે, તેવી રીતે પૂરી વિદ્યાવાળાઓમાં એ દૂષણ હોતું નથી. આ ઉપરથી સામાન્ય રીતે એવું માનવું પડે છે કે ગમે તેટલી વિદ્યાવાળો માણસ હોય તોપણ જો તેનામાં કશું દૂષણ હોય તો તેની વિદ્યા અપૂર્ણ જ હોવી જોઇએ. આ રીતે કાર્ય ઉપરથી કારણનું અનુમાન કરવાનો ન્યાય સ્વીકારવો પડે છે. જગત પૂરી વિદ્યાવાળાઓ કરતાં અધૂરી વિદ્યાવાળાઓનું પ્રમાણ વિશેષ ધરાવે છે એટલે અભિમાની અવિનયી વિદ્વાનોની સંખ્યા આ જગતમાં વિશેષ જોવામાં આવે તો તેથી આશ્ચર્ય પામવાની કશી જરૂર નથી.

આ પ્રમાણે વિદ્યા અને વિનયનો વિરોધ વિશેષ જો-

વામાં આવે છે. વિદ્યાનું અજીર્ણ જ અવિનયના રૂપમાં પરિણમે છે અને તે એટલેસુધી કે વિદ્વાન્ શિષ્યો ગુરૂ પ્રતિ અવિનય દર્શાવતા પણ જોવામાં આવે છે. દૈવયોગે કદાચ ગુરૂ કરતાં શિષ્ય વધારે વિદ્યાસંપન્ન બની ગયો, તો-પછી તેના અવિનય કે ગર્વની સીમા જ રહેતી નથી. ગુરૂ-ભક્તિની તો તે સર્વથા અને સર્વદા ઉપેક્ષા જ કરે છે. આવું જોઇને કોઇ કંટાળેલા ગુરૂઓ સ્વમાનની આશાએ શિષ્યોને વધારે વિદ્યા ભણાવવાથી અલગ રહેવા લાગે તો ભવિષ્યમાં તે પણ સ્વાભાવિક જ લેખાશે. વિદ્યા અને વિન-યના આટલા પ્રાસ્તાવિક વિવેચન પછી કહેવું જોઇએ કે લાધાજી સ્વામી બાલ્ય વયમાં જ અભ્યાસના યોગે વિદ્વાન્ થયા હતા, તથાપિ તેમનામાં ક્ષણભર પણ અવિનય પ્રકટ થયેલો જોવામાં આવ્યો નહોતો. પોતાથી નાના અને ઓછી વિદ્યાવાળા સાધુઓ પ્રત્યે પણ તે હમેશાં વિનયથી જ વર્તતા અને તેમનો એ વિનય ગુણ સર્વ કોઇની પ્રશંસાનો વિષય થતો. પોતે પોતાના જીવનકાળના અંતમાં પૂજ્ય પદવી પામ્યા હતા, છતાં પણ એ ઉચ્ચ પદવીની મહત્તાને તેમણે પોતાના આત્મભાવમાં એવી સમેટી લીધી હતી—પચાવી દીધી હતી કે અવિનયને ઉત્પન્ન કરનારૂં અજીર્ણ કદાપિ

જોવામાં આવ્યું નહોતું. જે વખતે આખા સંપ્રદાયના સઘળા સાધુઓ પોતાના જ અગ્રેસરપદ હેઠળ હતા, ત્યારે પણ અધિકાર, વિદ્યા કે અનુભવના બળવડે કોઇને કાંઇ પણ કહેવા કે કરાવવાનો તે આગ્રહ કરતા નહિ. કોઇને શિખામણ આપવાની હોય, કોઇને કોઇની ભૂલને માટે ઠપકો આપવાનો હોય, કિંવા કોઇને કાંઇ સૂચના કરવાની હોય, તોપણ તે અતિવિનયપૂર્વક, મીઠા શબ્દોમાં અને શાન્ત ભાવે કહેતા. પોતાથી નાના સાધુઓ પ્રત્યે પણ તેમનો આટલો બધો વિનય હતો, તો પછી પોતાથી મોટા અને પોતાના ગુરૂવર્ય પર તેમનો અસાધારણ ભક્તિભાવ હોય એ તો સ્વાભાવિક જ છે. વિદ્યાને એવી રીતે પચાવવી, મન ઉપર એવા પ્રકારનો નિગ્રહ રાખવો કે જેથી અજીર્ણ થાય નહિ અને અભિમાનના ફોલ્લાઓ ઉપડે નહિ એ ગુણની પ્રત્યેક મનુષ્યને જરૂર છે. એ ગુણ હોય તો જ વિદ્યાની સફળતા છે, અભ્યાસના પરિશ્રમનું સાર્થક્ય છે અને આ જીવનના સમયનો પણ સદુપયોગ છે; નહિતો 'રામ' બોલવાથી કાંઇ પોપટ મુક્તિ મેળવી શકતો નથી કે ગધેડા ઉપર ઈંટોને બદલે પુસ્તકો લાદ્યાં હોય તો તેથી તે કાંઇ પંડિત થઇ શકતો નથી !

*　　*　　*　　*

પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજી સ્વામીએ મહારાજ શ્રી લાધાજી સ્વામીના અભ્યાસાદિ વિષે રચેલા શ્લોકો આ નીચે આપ્યા છેઃ—

**पूज्यश्रीचरणाब्जसेवनपरो यस्तीव्रबुद्ध्याश्रितो--**
**धैर्यौदार्यदृढाग्रहप्रभृतिभिर्लब्ध्वा प्रसादं गुरोः ॥**
**शास्त्रस्तोमसमुद्रपारमभितः प्राप्तुं समर्थोऽभवत् ।**
**तस्मै श्री गुरवे नमः प्रतिदिनं लाधाजि संज्ञाय मे ॥**

**અર્થ**—પૂજ્ય શ્રીની સેવાને વિષે તત્પર એવા ને તીવ્ર બુદ્ધિએ કરી આશ્રિત એવા જે લાધાજી સ્વામી ,ધૈર્ય, ઔદાર્ય અને દૃઢાગ્રહ વગેરે એવા ગુરૂના પ્રસાદને પામીને શાસ્ત્રના સમૂહરૂપ સમુદ્રના પારને ચોમેરથી પામવાને માટે સમર્થ થયા, એવા શ્રી લાધાજી નામના ગુરૂદેવને મારા નમસ્કાર હો.

**प्रीत्या शास्त्रमधीत्य संस्कृतगिरोदक्षोजनिप्राकृते ।**
**प्रावीण्यं च ससाद धर्मसमये भंगीनयाद्युच्छ्रिते ॥**
**काव्यालंकृतिनाट्यकोषचरिताद्यै कौशलं योऽभजत् ।**
**तस्मै श्री गुरवे नमः प्रतिदिनं लाधाजि संज्ञाय मे ।**

**અર્થ**– પ્રીતિવડે સંસ્કૃત વાણીના શાસ્ત્રને ભણીને પ્રાકૃત ભાષા વિષે ડાહ્યા થતા હવા, વળી ભંગી અને નયા-

દિકે કરી ધર્મશાસ્ત્ર વિષે ઉંચા પ્રવીણપણાને પામતા હવા, વળી કાવ્ય, અલંકાર, નાટક, કોષ, ચરિતાદિને વિષે કુશળતાને ભજતા હવા, એવા શ્રી લાધાજી નામના ગુરૂદેવને મારા નમસ્કાર હો.

**યઃ ષડ્દર્શનશાસ્ત્રસાગરતટં લબ્ધ્વા ધિયા સૂક્ષ્મયા ।**
**પાંડિત્યં પરમં સસાદ વિદુષાં માન્યસ્તથાપિ સ્વતઃ ॥**
**નાસીદ્ગર્વલવોઽપિ યસ્ય હૃદયે નાત્મપ્રશંસાપ્યહો ।**
**તસ્મૈ શ્રી ગુરવે નમઃ પ્રતિદિનં લાધાજિ સંજ્ઞાય મે ॥**

**અર્થ**—જે સૂક્ષ્મ બુદ્ધિવડે કરી ષટ્દર્શનના શાસ્ત્રરૂપ સમુદ્રના કાંઠાને પામીને વિદ્વાનને માન્ય એવા પરમ પંડિતપણાને પામતા હવા, તોપણ પોતાની મેળે પોતાના હૃદયને વિષે ગર્વનો લેશ અને આત્મપ્રશંસા પણ કાંઇ પણ નહોતી (એ આશ્ચર્ય), એવા શ્રી લાધાજી નામના ગુરૂદેવને મારા દિન દિનપ્રતિ નમસ્કાર હો.

શાસ્ત્રી ભાણજીભાઇએ રચેલો શ્લોક નીચે મુજબ છેઃ—

**મિતાશનાખહોનિશં સરસ્વતી સુપર્વણાં ।**
**ગુરોઃ કૃપાકટાક્ષતઃ સ્વધર્મતઃ પ્રપેપદુઃ ॥**
**સુશાબ્દતર્કશાસ્ત્રમલ્પકાલતો વિલોક્ય-**
**જૈનશાસ્ત્રતત્ત્વમર્થયુક્તકાવ્યનાટકાદિકમ્ ॥**

અર્થ—શુદ્ધ આહાર લેતા એવા ગુરૂની કૃપાથી પોતે પોતાના ધર્મશાસ્ત્રના જાણુ થયા તથા અર્થયુક્ત કાવ્ય-નાટકાદિ તથા શબ્દશાસ્ત્ર તથા તર્કશાસ્ત્ર તથા જૈનના તત્ત્વ-જ્ઞાનના અલ્પ કાળમાં ( શ્રી લાધાજી સ્વામી ) જાણકાર થયા.



## પ્રકરણ ૬ ઠું.

### ગુરૂનો સ્વર્ગવાસ.

મહારાજ શ્રી લાધાજી સ્વામીનો અભ્યાસ જરા સારી પેઠે આગળ વધ્યો એટલે હવે કોઇ કોઇ વાર તેમને વ્યાખ્યાનાદિ આપવાના પ્રસંગો પણ મળવા લાગ્યા, તેમ જ વિદ્યાગુરૂથી જૂદા અન્ય મુનિઓની સાથે રહી વિહાર કરવાના પ્રસંગો પણ આવવા લાગ્યા. *સંવત ૧૯૧૧ નું ૯ મું ચાતુર્માસ કચ્છ માંડવીમાં મહારાજ શ્રી

* આ બધી ચાતુર્માસાવલિનો ઉપયોગ અત્ર ગૌણ છે, છતાં તે ઇતિહાસ આ પુસ્તકમાં સચવાઈ રહે તો કોઈ વાર ચરિત્રમાં ઉપયોગી થઇ પડે તેટલા માટે તેને અગત્ય આપવાનું ઉચિત માન્યું છે.

સુંદરજી સ્વામી, જીવણજી સ્વામી તથા મકનજી સ્વામી ની સાથે કર્યું. ત્યારબાદ કચ્છમાંથી વિહાર કરીને કાઠિયાવાડ તરફ પ્રયાણ કર્યું, અને ૧૦ મું ચાતુર્માસ જેતપુરમાં સંવત્ ૧૯૧૨ માં મહારાજ શ્રી સવજી સ્વામી તથા મકનજી સ્વામી સાથે કર્યું. ત્યારપછી ૧૧ મું ચાતુર્માસ સંવત્ ૧૯૧૩ માં મહારાજ શ્રી હરચંદજી સ્વામી, હેમચંદ્રજી સ્વામી, રતનશી સ્વામી તથા દેવચંદ્રજી સ્વામી સાથે લીંબડીમાં કર્યું. ૧૯૧૪ નું ૧૨ મું ચાતુર્માસ લાધાજી સ્વામીએ સ્વતંત્રપણે મેઘરાજજી સ્વામીની સાથે વઢવાણ શહેરમાં કર્યું. નાની વય છતાં પોતાના પહેલા જ સ્વતંત્ર ચાતુર્માસમાં લાધાજી સ્વામીએ સારી છાપ બેસાડી. વઢવાણ શહેરના મોટા ઉપાશ્રયમાં એ વખતે કાકા કરમશી રખના ઉગ્ર સ્વભાવના કારણથી કોઇ સાધુ ચાતુર્માસ રહી શકતા નહોતા, પરન્તુ લાધાજી સ્વામીએ પોતે જ ત્યાં ચાતુર્માસ કરીને છૂટ કરી એટલે હવે ત્યાં સાધુઓનાં ચાતુર્માસ થયાં કરે છે. વ્યાખ્યાનોપદેશદ્વારા વઢવાણના શ્રાવકો ઉપર લાધાજી સ્વામીએ સારી અસર નીપજાવી, ત્યારથી તેમના પ્રત્યે બીજાં ગામોના શ્રાવકોનું ધ્યાન પણ વધારે આકર્ષાવા લાગ્યું. તે વખતે કચ્છ અને કાઠિયાવાડ એ બે પ્રદેશોનાં જૂદાં જૂદાં

ક્ષેત્રોમાં જ સાધુઓ બહુધા વિહાર કરતા હતા, એટલે પુનઃ લાધાજી સ્વામીએ કચ્છ તરફ વિહાર કર્યો. સંવત ૧૯૧૫ નું ૧૩ મું ચાતુર્માસ તેમણે મહારાજ શ્રી દેવકરણજી સ્વામી તથા મકનજી સ્વામી સાથે માંડવીમાં કર્યું. પુનઃ કાઠિયાવાડમાં આવી ૧૪ મું ચાતુર્માસ સંવત્ ૧૯૧૬ માં મેઘરાજજી સ્વામી સાથે ધોરાજીમાં કર્યું. ધોરાજીનું ચાતુર્માસ પૂરૂં કર્યા પછી તે લીંબડીમાં જ આવ્યા અને ગુરૂવર્ય પૂજ્ય શ્રી દેવજી સ્વામી સાથે રહ્યા. સંવત્ ૧૯૧૭ નું ૧૫ મું ચાતુર્માસ તેમણે પૂજ્ય શ્રી દેવજી સ્વામી, મહારાજ શ્રી વનાજી સ્વામી (પૂજ્યશ્રી દેવજી સ્વામીના સૌથી મોટા શિષ્ય), મહારાજ શ્રી દીપચંદજી સ્વામી, તથા મહારાજ શ્રી દેવકરણજી સ્વામી સાથે લીંબડીમાં જ કર્યું. ગુરૂવર્ય પૂજ્ય શ્રી દેવજી સ્વામી સાથેનું મહારાજ શ્રી લાધાજી સ્વામીનું આ ચાતુર્માસ છેલ્લું જ હતું. સંવત્ ૧૯૧૮ નું ૧૬ મું ચાતુર્માસ તેમણે મેઘરાજજી સ્વામીની સાથે જેતપુરમાં કર્યું, અને ૧૯૧૯ નું ૧૭ મું ચાતુર્માસ મહારાજશ્રી જીવણજી સ્વામીની સાથે ધોરાજીમાં કર્યું. તેમનું તથા મહારાજ શ્રી સવજી સ્વામી અને નાનચંદજી સ્વામીનું સંવત્ ૧૯૨૦ નું ચાતુર્માસ જામનગરનું નક્કી થયું હતું. જેઠ માસમાં તેઓ

ચાતુર્માસ માટે જામનગર જતા હતા એવામાં તેમના જાણ-વામાં આવ્યું કે પૂજ્ય શ્રી દેવજી સ્વામીએ જેષ્ઠ શુકલ અષ્ટ-મીને દિને લીંબડીમાં સ્વર્ગવાસ કર્યો છે. એ અદ્વિતીય મહા-ત્માની ખોટ સંપ્રદાયને ઘણી મોટી થઇ પડી છે. તેમના જેવા પ્રભાવશાળી, વિદ્વાન્ અને ધર્મનાયક પુનઃ ભાગ્યે જ જોવામાં આવશે. એ મહાત્માએ અનેક ભવ્ય જીવોનો ઉદ્ધાર કર્યો હતો અને લીંબડી સંપ્રદાયમાં અત્યારે બહુધા તેમનો જ પરિવાર પ્રવર્તે છે. તેમના શિષ્યોમાંના અત્યારે એકકે સાધુ હયાત નથી. તેમના શિષ્યોમાંના છેલ્લા મેઘરાજજી સ્વામી પૂજ્ય પદવીએથી સંવત્ ૧૯૭૧ ના ફાગણ સુદ ૧૩ ને શુકરવારને દિને સ્વર્ગવાસ પામ્યા છે. પૂજ્ય શ્રી દેવજી સ્વામીના પ્રશિષ્યોનો પરિવાર ઘણો વિસ્તૃત છે. પૂજ્ય શ્રી દેવજી સ્વામીના સ્વર્ગવાસના ઓચિંતા સમાચાર જાણીને લાધાજી સ્વામી વગેરેને બહુ શોક થયો. અલબત્ત, સાધુજનોના ચિત્તમાં હર્ષશોકનો ઉદ્ભવ સંભવતો નથી, પરન્તુ છદ્મસ્થ સ્થિતિમાં તેનો સર્વથા અસંભવ શક્ય નથી. જે ગુરૂવર્યે સંસારરૂપ અટવીમાંથી માર્ગ બતાવીને બહાર કાઢ્યો, જેણે વિદ્યાદાનથી ભવ સુધાર્યો અને ચારિત્ર સુધા-રણાને પંથે દોરીને પરલોકનું ભાતું બાંધવામાં મદદ કરી

તેવા ઉપકારી ગુરૂવર્યને ખોઈ બેસવાથી શોક કેમ ન થાય? વિશેષમાં તેમના મનને વિશેષ શોક થવાનું કારણ એ હતું કે પૂજ્ય શ્રીના અંતસમયે પોતે તેમનાથી દૂર હતા, એટલે અંતસમયની કશી સંતોષકારક વાતચીતનો, બોધ–પ્રતિબોધનો કે અન્ય કાંઇ પ્રસંગનો લાભ તેમને મળી શક્યો નહોતો. ગુરૂ શિષ્યનો વિયોગ ત્રણ વર્ષ જેટલો મોટો હતો અને એ જ અવસ્થામાં હમેશનો વિયોગ થઈ પડ્યો એટલે મનુષ્યની સામાન્ય વૃત્તિઓ જેમ શોકના આવેગને રોકી શકતી નથી તેમ લાધાજી સ્વામીને પણ થયું. ગૌતમને પણ મહાવીર સ્વામીના અંતસમયે એવી જ સ્થિતિ ભોગવવી પડી હતી. ગુરૂના અંતસમયે ગૌતમને પાસે રહેવાનો યોગ મળ્યો નહોતો, એટલે જ્યારે ગૌતમે મહાવીર સ્વામી નિર્વાણ પામ્યાની વાત સાંભળી ત્યારે તેને બહુ શોક થયો હતો. છદ્મસ્થ અવસ્થાના સ્વાભાવિક રાગે લાધાજી સ્વામીને પણ શોકાકુલ કર્યા. પરન્તુ છેવટે તો પ્રત્યેક માણસને સમજાય છે કે **मरणं शरीरिणाम् प्रकृतिः ॥** જેનો જન્મ થયો તેનો નાશ તો થવાનો જ છે; ભટ્ટ કેશવલાલે ખરૂં કહ્યું છે કેઃ—

સાચી સગાઈ ન કોઇની સંસાર સ્વમારૂપ છે,
સુખ માનીએ તો સુખ, નહીં તો નિત્ય તે દુઃખરૂપ છે:

જન્મે જગત્માં પ્રાણીઓ તે મોત આવ્યેથી મરે,
સમજ્યા વિના શાણા કરો શું શોક હાલો અંતરે ?
સંબંધ જેનો જેટલો સહવાસ રહે છે તેટલો,
આગળ થકી સમજણ નથી પડતી હશે તે કેટલો ?
સંસારને માથે અહર્નિશ કાલચક્ર ફર્યા કરે,
સમજ્યા વિના શાણા કરો શું શોક હાલો અંતરે ?

અને તેટલા માટે એવે વખતે જે કાંઇ કર્તવ્ય છે તે એ જ છે કે—

આશા નથી પળ એકની ક્ષણમાં જનાર શરીર છે,
પળ પણ મરણને ખસવે કો' કોણ એવો વીર છે ?
આવ્યો સમય સુખ આપનારો, મોહથી નહિ વીસરો,
સંસારનો સાગર તરી જવા ઉપાય કર્યા કરો !

ગુરૂના સ્વર્ગવાસના શોકને વિસારે પાડીને **લાધાજી** સ્વામીએ **જામનગરનું ચાતુર્માસ** પૂરૂં **કર્યું** અને સંવત્ **૧૯૨૧ નું ૧૯ મું ચાતુર્માસ** કરવા **તેમણે સવજી** સ્વામીના **એક શિષ્યને સાથે** રાખીને કચ્છ **માંડવી** તરફ **વિહાર** કર્યો. **મેઘરાજજી** તથા **નાનચંદજી** સ્વામી **સાથે તે ચાતુર્માસ તેમણે માંડવીમાં પસાર** કર્યું અને **ત્યાંથી તે સીધા** ગાદીના મુખ્ય સ્થળ **લીંબડી** ખાતે આવી પહોંચ્યા.



# પ્રકરણ ૭ મું.

## ગુજરાતમાં વિહાર.

જૈન ધર્મના સાધુઓને પ્રવાસનું કષ્ટ કેટલું વેઠવું પડે છે તેનો ખ્યાલ અન્યધર્મીઓને તો શું પણ જૈન ધર્મના શ્રાવકોને પણ આવવાનો ઓછો સંભવ છે. આ કષ્ટો એકલાં શારીરિક કષ્ટોમાં જ પૂરાં થતાં નથી પરન્તુ અનેક માનસિક કષ્ટો પણ તેમને વેઠવાં પડે છે અને તે કારણથી નવા નવા પ્રદેશોમાં વિહાર કરીને ધર્મોપદેશનો પ્રચાર કરવાનું કાર્ય જૈન સાધુઓને માટે અન્ય ધર્મના સાધુઓના જેટલું સુલભ નથી. અન્ય સાધુઓ રેલ્વેમાં અને વહાણમાં મુસાફરી કરી શકે છે પરન્તુ જૈન સાધુઓ તેવી રીતે મુસાફરી કરી શકતા નથી. ધર્મનાં ફરમાનો તેમને તેમ કરતાં અટકાવે છે. હાલમાં રેલ્વેનો યુગ ચાલે છે અને તેમાં જૈન સાધુઓ પ્રવાસ કરતા નથી પરન્તુ રેલ્વેની સડકો તેમને પ્રવાસમાં સારી મદદ કરે છે. જીવજંતુ વિનાની ચોખ્ખી સડકો ઉપર ચાલવામાં અને નદી નાળાં ઉતરવામાં એ સડકો જૈન સાધુઓને એક આ-

શીર્વાદરૂપ થઇ પડી છે; પરન્તુ જે વખતે રેલ્વેની સડકો નહોતી અથવા બહુ થોડી નંખાઇ હતી, તે વખતે તો જૈન સાધુઓને પ્રવાસની એટલી સગવડ પણ મળતી નહોતી. વળી અજાણ્યા પ્રદેશમાં ચિત્રવિચિત્ર આચાર વિચાર ધરાવતા અન્યધર્માઓમાં અને આહાર પાણીની જોગવાઇ તો શું પણ નિવાસની જોગવાઈ પણ ન મળી શકે તેવા સ્થળે પ્રવાસ કરવાનું અથવાતો વસવાનું બલ્કે ધર્મોપદેશ કરવાનું કેટલું કઠીન હોય છે, તે તો થોડા વૃદ્ધ સાધુઓ કે જેઓ તે સમયના અનુભવી હોય અને વર્તમાનમાં જીવંત સ્થિતિમાં હોય તેઓ જ જાણી શકે. શારીરિક યાતનાઓ વેઠીને તપોબળ પ્રાપ્ત કરવા માટે દીક્ષા અંગીકાર કર્યા પછી એ શારીરિક યાતનાઓની દરકાર સુસાધુઓ કરતા જ નથી, પરન્તુ એવા પ્રવાસમાં પરવશતાથી, અજાણપણાથી, અગવડોથી અને અનેક અન્ય સંયોગોથી સાધુ આચારમાં સ્ખલના થઈ જાય છે અને તે વખતે તેમને જે માનસિક કષ્ટ થાય છે તે ઘણું જ ભારે હોય છે. આ કારણને લીધે નવા પ્રદેશમાં પ્રવાસ કરવાનું માંથે લેનાર સાધુઓ અત્યારે પણ ભાગ્યે જ કોઇ જોવામાં આવે છે.

લાધાજી સ્વામીના વખતમાં ગુજરાતમાં પણ સ્થાનક-

વાસી જૈન સંપ્રદાયો હતા અને તેમના સાધુઓ પ્રવાસ કરતા હતા. મૂળે એ સંપ્રદાય ગુજરાતના સાધુઓએ જ મારવાડ અને પંજાબ તથા દક્ષિણ સુધી ચલાવેલો છે એમ આપણે જોઇએ છીએ એટલે અનેક કષ્ટો વેઠીને નવા નવા પ્રદેશોમાં પ્રવાસ કરી ધર્મપ્રચાર કરવાને કેટલાક સાધુઓ કટિબદ્ધ થતા હતા એ અનુભવનો વિષય છે, પરન્તુ એક બીજા પ્રદેશમાં પહોંચતાં માર્ગમાં ઘણી અગવડો વેઠવી પડતી હોવાથી એક સંપ્રદાયના સાધુઓ પોતાના સંપ્રદાયની હદ છોડીને બીજા સંપ્રદાયની હદમાં જતાં અચકાતા હતા. લીંબડી સંપ્રદાયના સાધુઓ ગુજરાતમાં આવીને ચોમાસું રહેતા નહિ તેનું કારણ પણ એ જ અડચણો હતી. લાધાજી સ્વામીએ એ અડચણોની દરકાર કરી નહિ અને સંવત્ ૧૯૨૨ માં વડીલ સાધુની અનુજ્ઞા મેળવીને ગુજરાત તરફ પ્રવાસ કરવાનો વિચાર દઢ કર્યો. પૂજ્ય શ્રી દેવજી સ્વામીના ૧૩ શિષ્યો થયા તેમાં કોઇએ ગુજરાતમાં પ્રવાસ કરી, ચાતુર્માસ રહી, ઉપદેશપ્રચાર કરી લીંબડી સંપ્રદાયની સ્થાપના કરી હોય તો તે લાધાજી સ્વામી જ હતા. ગુજરાતમાં આવીને પહેલું ચાતુર્માસ તેમણે સંવત્ ૧૯૨૨ માં અમદાવાદમાં કર્યું. તેમની સાથે મેઘરાજજી સ્વામી પણ

હતા. એ ચાતુર્માસ પૂરૂં કરીને તેમણે સુરત તરફ વિહાર કર્યો. લીંબડી અને અમદાવાદ વચ્ચેના પ્રવાસ કરતાં અમદાવાદ અને સુરત વચ્ચેનો પ્રવાસ વધારે આકરો હતો, કારણકે એ પ્રદેશમાં જૈનધર્મની ગંધ પણ ન હોય એવાં ઘણાં નાનાં મોટાં ગામો વચ્ચે આવતાં હતાં અને ત્યાં સૂજતાં આહાર પાણી તથા નિવાસસ્થળની જોગવાઈ થવાનો સંભવ નહોતો. પરન્તુ **विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः प्रारभ्य चोत्तमजना न परित्यजन्ति** એ નિયમ મુજબ પોતે કરેલો સંકલ્પ લાધાજી સ્વામીએ છોડ્યો નહિ. ઉત્તમ પુરૂષોની કસોટી વિઘ્નોદ્વારા જ થાય છે એ સત્ય છે. અમદાવાદ અને સુરત વચ્ચેના વિહારમાં તેમને ઘણું કષ્ટ વેઠવું પડ્યું. શ્વેતામ્બર મૂર્તિપૂજક સાધુઓ તે વખતે ગુજરાતમાં વિહાર કરતા હતા ખરા, પરન્તુ તેઓના આચારવિચારમાં અને સ્થાનકવાસી જૈન સાધુઓના આચાર વિચારમાં વિશાળ તફાવત હતો. પોતાની સાથે સઘળી સગવડો અને ગોઠવણો રાખીને તેઓ પ્રવાસ કરતા હોવાથી તેમને આહાર પાણીની મુસ્કેલી વેઠવી પડતી નહિ, પરન્તુ એવી કશી ગોઠવણો સ્થાનકવાસી સાધુઓને કલ્પતી નહિ તેથી તેઓને કોઈવાર ભૂખતરસમાં ચલાવી લેવું પડતું એટલું

જ નહિ પણ સાધુના સંપૂર્ણ આચારો પાળવાને યત્ન કરવા છતાં દેહધર્મને કારણે કોઈ વાર તેમાં સ્ખલના થતી ત્યારે તેમને માનસિક યાતના વેઠવી પડતી અને તેનું પ્રાયશ્ચિત્ત લેવું પડતું. આહારમાં થોડા મમરાથી ચલાવીને પ્રવાસ કરવો, સૂજતા પાણીની જોગવાઇ વિના તરસ્યા ચાલ્યા કરવું, એવા કેટલાક દિવસો પણ અમદાવાદ અને સુરત વચ્ચે, લાધાજી સ્વામીએ ગાળ્યા હતા. કેટલાક અણસમજુ અન્ય ધર્મીઓ તરફથી મશ્કરીઓ, ગાળો અને અપમાનો પણ વેઠવા પડયાં હતાં, પરન્તુ તે તેમણે પોતાના નિત્યના ક્ષમાભાવથી સહન કર્યાં હતાં.

સુરતમાં જઇને તેમણે પોતાના ઉપદેશામૃતની ધારા ચલાવી અને અનેક જિજ્ઞાસુ ચાતકોને તૃપ્ત કર્યાં. અન્ય ધર્માવલંબીઓનું પણ તે તરફ આકર્ષણ થયું, કારણકે જૈનધર્મ એ ચોક્કસ પ્રકારના અને વિચારના મનુષ્યોએ પાળવા લાયક ધર્મ જ નહોતો પણ સાર્વજનિક ધર્મ હતો એ આશયનો બોધ તે વખતે તેમણે વિસ્તારવા માંડ્યો હતો. ૧૯૨૩ ની સાલનું ચાતુર્માસ તેમણે સુરતમાં કર્યું અને અનેક જૈનોને તથા જૈનેતરોને શુદ્ધ જૈન ધર્મના રાગી બનાવ્યા. ગુજરાતમાં કરેલાં આ બે ચાતુર્માસો ઉપરથી

ગુજરાતના શ્રાવકોને એટલો આનંદ થયો કે ત્યારપછીનાં બે ચાતુર્માસ તેમણે કાઠિયાવાડમાં કર્યાં, પરન્તુ ગુજરાતના શ્રાવકોની તેમનાં ચાતુર્માસ માટેની માંગણી તો એકસરખી ચાલુ જ રહી. પૂજ્ય શ્રી નથુજી સ્વામીની સાથે લાધાજી સ્વામીએ સંવત્ ૧૯૨૪ નું ચાતુર્માસ જેતપુરમાં કર્યું અને ૧૯૨૫ નું ચાતુર્માસ સાયલામાં કર્યું. ગુજરાતના શ્રાવકોના આગ્રહથી ૧૯૨૬ ના ચાતુર્માસને માટે તેમને પુનઃ સુરતમાં આવવું પડ્યું અને મેઘરાજજી સ્વામી તથા વીરચંદજી સ્વામીની સાથે તેમણે તે ચાતુર્માસ પૂરૂં કર્યું. ત્યારપછીનું એટલે ૧૯૨૭ નું તેમનું ચાતુર્માસ કાઠિયાવાડના એક ગામમાં કરવાનું લીંબડીના શ્રી સંઘે ઠરાવ્યું હતું, પરન્તુ અમદાવાદના શ્રાવકોના અત્યાગ્રહથી તેમજ સુરતના એક જૈન જિજ્ઞાસુનો વિચાર તેમની પાસે અમદાવાદમાં રહી ધર્મનો અભ્યાસ કરવાનો હોવાથી તે ચાતુર્માસ અમદાવાદમાં કરવાની તેમને અગત્ય જણાઈ અને લીંબડીના શ્રી સંઘે પણ તેમને તે માટે ખુશીથી પરવાનગી આપી. અમદાવાદનું ચાતુર્માસ પૂરૂં કરીને તે ખેડામાં પધાર્યા. ત્યાં તેમણે આપેલો ધર્મોપદેશ એટલો અસરકારક નીવડ્યો કે કેટલાક લોકોનાં ચિત્ત સંસારપરથી ઉઠી ગયાં. એક ભાવસાર રૂઘનાથદાસના

પુત્ર પાનાચંદનું હૃદય તો એટલું વિરક્ત બની ગયું કે તે દીક્ષા ગ્રહણ કરવા તત્પર બની ગયા. પાનાચંદની સાંસારિક સ્થિતિ વિલક્ષણ હતી. તેની વય મોટી હતી અને વળી તેને બે સ્ત્રીઓ હતી. તેના મોટા ભાઈ તરફથી તેમ જ સ્ત્રીઓ તરફથી દીક્ષાને માટે તેને આજ્ઞા મળી શકતી નહોતી. ઘણા પ્રયત્નો પછી એ વિરાગી પુરૂષે તેમની અનુજ્ઞા મેળવી અને ૧૯૨૮ ના પોષ સુદ ૧૫ ને દિને વૈરાગ્ય લીધું. એ પ્રમાણે પાનાચંદજી લાધાજી સ્વામીના પ્રથમ શિષ્ય થયા. તે ઘણા ભદ્રિક અને વિનયી હતા. એ દીક્ષાપ્રસંગ પૂરો થતાં લાધાજી સ્વામી સુરતમાં પધાર્યાં. અમદાવાદમાં અભ્યાસ કરવા માટે રહેલા ભાવસાર જગજીવનદાસના એકના એક સુપુત્ર ઉત્તમચંદે એ વખતે દીક્ષાને માટે ઉમેદવારી બતાવી. તેમની માતા દીવાળીબાઇને પુત્રની એ તત્પરતાથી વસમું લાગ્યું. ઉત્તમચંદે તે વખતે ચાર અંગ્રેજી ધોરણનો તેમજ ફારસી ભાષાનો કેટલોક અભ્યાસ કર્યો હતો. માતાની વૃદ્ધાવસ્થામાં એ એક જ પુત્ર ચાકરી કરનાર હતો, છતાં પુત્રનું અનુપમ વૈરાગ્ય જોઇને છેવટે માતાએ પણ દીક્ષાને માટે અનુજ્ઞા આપી. સંવત્ ૧૯૨૮ ના ચૈત્ર સુદી ૮ ને દિને ૧૭ વર્ષની વયના એકના એક પુત્રની ભીક્ષા દીવાળી-

બાઇએ લાધાજી સ્વામીને વહોરાવી. એ પ્રમાણે ઉત્તમચંદ્રજી સ્વામી લાધાજી સ્વામીના બીજા શિષ્ય થયા.

સંવત્ ૧૯૨૮ ની સાલનું ચાતુર્માસ તેમણે પોતાના શિષ્યો સાથે કઠોરમાં કર્યું. કઠોરના ભાવસારો જૈનધર્મી કહેવાતા હતા, પરન્તુ તેઓ નામના જ જૈન હતા. જૈન તરીકેના સંસ્કારો તેમનામાં થોડા હતા અને કેટલાકો અન્ય ધર્મીઓનાં દેવમંદિરે જઇને મિથ્યાત્વમાં પણ પેસી ચૂકયા હતા. તે સર્વને લાધાજી સ્વામીએ શુદ્ધ જૈનધર્મના રાગી કર્યા. ઘણાં ભાવસાર કુટુંબો અત્યારે લાધાજી સ્વામીના જ પરમ ભક્ત તરીકે પોતાને ઓળખાવે છે તેનું કારણ એ છે કે તેમને સમ્યકત્વનો પ્રકાશ બતાવવાનું ઉપકારનું કામ એ જ મહાત્માએ પહેલવહેલું કર્યું હતું. આ સ્થળે જાણીતા શ્વેતામ્બર જૈન મૂર્તિપૂજક સાધુ આત્મારામજીનો સમાગમ તેમને થયો હતો. આત્મારામજીએ પોતાના હમેશના સ્વભાવ મુજબ ધર્મચર્ચાની માંગણી કરી, લાધાજી સ્વામીને પોતાને ઉપાશ્રયે બોલાવ્યા હતા, પરન્તુ તટસ્થ સ્થળ અને તટસ્થ પંચની નીમણુક કર્યા વિના તેવી ચર્ચા કરવાની લાધાજી સ્વામીએ ના કહી હતી અને તેવી નીમણુક કરવાની મૂર્તિપૂજક જૈનોએ ના કહી હોવાથી એ વિષવાદવર્ધક પ્રસંગ એટલેથી જ ટળી ગયો હતો.

કઠોરથી વિહાર કરીને લાધાજી સ્વામી લીંબડીમાં પધાર્યા. લીંબડીમાં ગોવિંદજી સ્વામી સ્થિરવાસી હતા અને તેમનું જ ત્યાં ચાતુર્માસ હતું; તેથી વ્યાખ્યાનાદિ વાંચે તેવા કોઈ સાધુની અગત્યને કારણે ૧૯૨૯ નું ચાતુર્માસ તેમણે લીંબડીમાં જ કર્યું.

* * * *

પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજી સ્વામીએ આ વિષય સંબંધે રચેલો શ્લોક નીચે મુજબ છેઃ—

**शौर्येणोत्कटशुद्धसंयमधुरं हीनौजसां दुर्वहां ।**
**शुद्ध्यानिर्वहता गिरोपदिशतामृद्याजनान् भूतले ॥**
**येनार्होत्तमचंद्रजित्प्रभृतयः शिष्याः कृताः श्रेयसे ।**
**तस्मै श्री गुरवे नमः प्रतिदिनं लाधाजि संज्ञाय मे ॥**

અર્થ—શૂરપણે કરી હીન બળવાળાને દુઃખે કરી વહન થાય એવી ઉત્કૃષ્ટ શુદ્ધ સંયમની ધુરાને શુદ્ધિએ કરી નિર્વાહ કરતી એવી પવિત્ર વાણીએ કરી જનોને ઉપદેશ કરતા હવા, વળી જેમણે ઉત્તમચંદ્રજી વગેરે શિષ્યો કલ્યાણને અર્થે કર્યા, એવા શ્રી લાધાજી સ્વામીને ગુરૂદેવને અર્થે મારા નમસ્કાર હો.

# પ્રકરણ ૮ મું.

## કચ્છ-કાઠિયાવાડમાં ધર્મોપદેશ.

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ॥**

પોતાના કર્મમાં લાગ્યો રહેનાર પુરૂષ સંસિદ્ધિને પામે છે.

**શ્રીમદ્ભગવદ્ગીતા.**

લીંબડીનું ચાતુર્માસ પૂરૂં થયા પછી એક વખત લીંબડીમાં તપગચ્છના મુનિ શ્રી ખાંતિવિજયજી પધાર્યા. તેમણે લાધાજી સ્વામીને ધર્મચર્ચાને માટે આહ્વાન કર્યું અને તે તેમણે સ્વીકાર્યું. એ ચર્ચા ઉપાશ્રયમાં સાંજસુધી ચાલી હતી, પરન્તુ લાધાજી સ્વામીના શાંત સ્વભાવથી તેમ જ ખાંતિવિજયજીની પણ સુશીલતાથી જરા પણ ક્લેશભાવ ઉત્પન્ન થવા પામ્યો નહોતો અને પરમ સંતોષ સાથે ખાંતિવિજયજી સ્વસ્થાનકે પાછા ગયા હતા. કેટલાક સંભાવિત ગૃહસ્થો સાથે વાતચીત કરતાં ખાંતિવિજયજી બોલ્યા હતા કે આવા વિદ્યાભ્યાસી, નિરભિમાની અને શાન્ત પ્રકૃતિવાળા મુનિઓ મેં બહુ જ થોડા

જોયા છે. આ ચર્ચા ધાર્મિક હતી પરન્તુ તેમાં જ્ઞાનવિનિમયનો હેતુ મુખ્ય હતો. કોઈ પક્ષની હારજીતની કે દંડ લેવા દેવાની શરત કરવામાં આવી જ નહોતી, એટલે કેટલેક સ્થળે ધર્મચર્ચા ક્લેશવર્ધક થઇ પડે છે, તેવું કશું આ ચર્ચામાં બનવા પામ્યું નહોતું. લાધાજી સ્વામી શાન્ત પ્રકૃતિના હતા તેમ જ મનુષ્યના સ્વભાવના પણ પરીક્ષક હતા. શાન્ત પ્રકૃતિને કારણે તેમને ક્લેશ રૂચતો નહિ અને તેથી ક્લેશવર્ધક પ્રસંગને તે જાણી જોઇને જ ટાળી દેતા, તેમ જ કોઇ કલહરૂચિવાળો ચર્ચા કરનાર આહ્વાન કરતો તો તેનો સ્વભાવ ઓળખીને તે કદાપિ તેની કુલહતૃપ્તિ માટે આગળ આવતા નહિ. કઠોરમાં આત્મારામજી સાથેનો કુલહપ્રસંગ તેમણે ટાળી દીધો હતો તેથી ઉલટું ખાંતિવિજયજી સાથે ચર્ચા કર્યા છતાં સમભાવ ટકી રહ્યો હતો. એ બન્ને પ્રસંગો ઉપરથી લાધાજી સ્વામીના સ્વભાવના ઉત્તમ વલણનું આપણે નિરીક્ષણ કરી શકીએ છીએ.

ત્યારપછી તેમણે કાઠિયાવાડમાં પુનઃ ધર્મોપદેશ ચાલુ કરવાને વિહાર કરવા માંડ્યો. સંવત ૧૯૩૦ નું ચાતુર્માસ મોરબીમાં કર્યું. લીંબડીમાં સંસ્કૃત પ્રાકૃતાદિનો અભ્યાસ ઉત્તમચંદજી સ્વામીએ શરૂ કર્યો હતો તે તેમણે મોરબીમાં

પણ ચાલુ રાખ્યો હતો. તેમણે થોડા વખતમાં સંસ્કૃત, પ્રાકૃત, વ્યાકરણ, કાવ્ય, કોષ, અલંકાર, ન્યાય, રામાયણ, ચંપૂ, પ્રતાપરૂદ્ર, વ્યાકરણ ભૂષણ વગેરે ગ્રંથોનો અભ્યાસ કર્યો અને જૈન સિદ્ધાંતોમાં કુશળ વેત્તા થયા. લીંબડી સંપ્રદાયમાં સુવિખ્યાત વિદ્વાનોમાં મહારાજ શ્રી ઉત્તમચંદ્રજી પણ અગત્યનું સ્થાન ધરાવે છે અને અધુના વિદ્યમાન છે. સંવત ૧૯૩૧ ની સાલનું ચાતુર્માસ તેમણે ધોરાજીમાં કર્યું. સંવત ૧૯૩૨ ની સાલનું ચાતુર્માસ તેમણે પુનઃ અમદાવાદમાં કર્યું, પરન્તુ ત્યારપછી તે તુરત કચ્છ તરફ વિહાર કરી ગયા અને સંવત ૧૯૩૩ માં માંડવીમાં પોતાના શિષ્યમંડળ સમેત ચાતુર્માસ કર્યું. એ ચાતુર્માસ પૂર્ણ થયે લાધાજી સ્વામી તથા પાનાચંદજી સ્વામી મોરબીમાં હર્ષચંદ્રજીને દીક્ષા દેવા માટે પધાર્યા. હર્ષચંદ્રજી વઢવાણ તાબે રામપુરાના રહીશ હતા. તેમણે સ્વકુટુંબની અનુજ્ઞા મેળવીને સંવત ૧૯૩૪ ના મહા સુદ ૫ ને દિને દીક્ષા લીધી હતી. એ પ્રમાણે તે લાધાજી સ્વામીના ત્રીજા શિષ્ય થયા. લાધાજી સ્વામી તથા પાનાચંદ્રજી સ્વામી એ નવદીક્ષિત શિષ્ય સાથે પાછા કચ્છમાં પધાર્યા, એ વખતે ઉત્તમચંદ્રજી સ્વામી મેઘરાજજી સ્વામી પાસે રહીને કચ્છમાં વિદ્યાભ્યાસ કરી

રહ્યા હતા. લાધાજી સ્વામીએ પોતાના શિષ્ય પરિવાર સાથે ૧૯૩૪ નું ચાતુર્માસ મુંદ્રામાં કર્યું. ચાતુર્માસ પછી ત્યાંથી વિહાર કરી તે કાઠિયાવાડમાં પધાર્યા જ્યાં કેટલોક વખત રહીને ચાતુર્માસ માટે અમદાવાદ ગયા. ૧૯૩૫ ની સાલનું ચોમાસું તેમણે અમદાવાદમાં કર્યું. અમદાવાદથી તે પુનઃ ગુજરાતમાં જ આગળ વધ્યા અને સુરતમાં ૧૯૩૬ નું ચાતુર્માસ કર્યું. ત્યારપછીથી પુનઃ તે કાઠિયાવાડમાં પધાર્યા અને ૧૯૩૭ નું ચાતુર્માસ કાઠિયાવાડના જેતપુરમાં કર્યું. ત્યાંથી લીંબડીમાં આવીને ૧૯૩૮ નું ચાતુર્માસ ત્યાં જ કર્યું. ૧૯૩૯ નું ચોમાસું તેમણે મેઘરાજજી સ્વામી સાથે વઢવાણ શહેરમાં કર્યું, તથા ૧૯૪૦ નું ચોમાસું વાંકાનેરમાં કર્યું. ત્યારપછી ૧૯૪૧ નું ચોમાસું તેમણે સુરતમાં કર્યું, એ ચાતુર્માસમાં તેમની સાથે વીરજી સ્વામી હતા. વીરજી સ્વામી તથા તેમના જ્યેષ્ઠ બંધુ ગુલાબચંદ્રજી સ્વામી નથુજીસ્વામીના શિષ્ય છે. ગુલાબચંદ્રજી સ્વામીના શિષ્ય રતનચંદ્રજી સ્વામી પંડિત અને શાંત સ્વભાવવાળા છે. કાઠિયાવાડમાં એમના જેવા વિદ્વાન્ જૈન સાધુ ભાગ્યે જ જોવામાં આવે છે. તેમની સ્મરણ શક્તિ અતિ તીવ્ર છે અને તેથી તે એકી સાથે સંખ્યાબંધ અવધાનો કરી શકે છે. તેમણે

લાધાજી સ્વામીના સંબંધમાં રચેલાં સંસ્કૃત પદ્યો આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યાં છે.

સુરતનું ચાતુર્માસ પૂરૂં કર્યા પછી મુંબઇ તરફ વિહાર કરવાંની હિંમત તેમણે ભીડી. અત્યારે પણ સુરતથી મુંબઈ પગરસ્તે જવાનો માર્ગ એક જૈન સાધુને માટે ઘણો અગવડભર્યો છે અને તે વખતે તો તેમાં ઘણી જ મુશ્કેલીઓ સમાએલી હતી. સુરત અને મુંબઈ વચ્ચેનો કેટલોક પ્રદેશ તો કેવળ જંગલી જ હતો કે જ્યાં એક દિવસને માટે પણ નિવાસ કરવાનું ઘણું ભયભરેલું હતું. છતાં લાધાજી સ્વામીએ એ હિંમત ભીડી અને મુંબઇ જવા માટે સુરતથી વિહાર પણ કર્યો, પરન્તુ નવસારી પહોંચતાં હર્ષચંદ્રજી સ્વામીને મંદવાડ થઇ ગયો અને તેથી આગળ વધવાનું મુશ્કેલ થઈ પડ્યું. નવસારીમાં થોડો વખત થોભીને તે સુરતમાં પાછા ફર્યા અને સં. ૧૯૪૨ ની સાલનું ચાતુર્માસ કઠોરમાં કર્યું. આગલા વર્ષમાં લાધાજી સ્વામીના શિષ્યપરિવારમાં એક શિષ્યનો વધારો થયો હતો. તે શિષ્ય દેવચંદ્રજી સ્વામી હતા. તે મોરબીના રહીશ હતા અને ૧૯૪૧ માં સુરતમાં દીક્ષિત થયા હતા. કઠોરના ચાતુર્માસમાં લાધાજી સ્વામીની સાથે તે પણ હતા. તેમણે ૧૯૫૬ માં

લીંબડીમાં કાળ કર્યો હતો. લાધાજી સ્વામીએ ૧૯૪૩ નું ચોમાસું અમદાવાદમાં કર્યું અને ત્યારપછી તે કચ્છમાં પધાર્યા. ૧૯૪૪ નું ચોમાસું તેમણે માંડવી બંદરમાં કર્યું, અને ૧૯૪૫ નું ચોમાસું રાપરમાં કર્યું. એ ગામના રહીશ મોરબીયા જેચંદ કરમચંદને કોઇ કારણથી તેરાપંથીની શ્રદ્ધા બેસી ગઇ હતી અને તે પંથના સિદ્ધાંતોમાં તે વિદ્વાન્ લેખાતા હતા. લાધાજી સ્વામીએ તેમની સાથે લાંબા વખત સુધી ધર્મચર્ચા ચલાવી અને સૂત્ર સિદ્ધાન્તના સજ્જડ દાખલાઓ આપીને તેમને મૂળ શ્રદ્ધામાં આણ્યા. ધર્મચર્ચામાં લાધાજી સ્વામીની પ્રતિપાદક શૈલી વાદી પક્ષ ઉપર ભારે અસર કરતી અને તેને જ પરિણામે જેમની ધર્મ-શ્રદ્ધા ચલિત થઇ ગઈ હોય તેવા ઘણાને મૂળ શ્રદ્ધામાં લાવવાનો તેમનો પ્રયત્ન મોટે ભાગે સફળ નીવડયો હતો. એ ચાતુર્માસ પૂરું કરીને લાધાજી સ્વામીએ કાઠિયાવાડમાં પધાર્યા પહેલાં માંડવીમાં કરમચંદજી સ્વામીને દીક્ષા આપી. કરમચંદજી સ્વામીએ ૨૯ વર્ષની વયે ૧૯૪૬ માં દીક્ષા લીધી હતી અને તેમને લાધાજી સ્વામીએ પોતાના લઘુબંધુ મેઘરાજજી સ્વામીને શિષ્ય તરીકે સોંપ્યા હતા. કરમચંદજી મેઘરાજજી સ્વામીના પ્રથમ શિષ્ય થયા. એ વખતે કચ્છ-

આથી કાઠિયાવાડમાં તે આવ્યા ત્યારપછી તે કોઇ વાર કચ્છમાં ગયા નહોતા કારણકે એવા જ સંયોગોમાં તે આવી પડ્યા હતા. લાધાજી સ્વામીએ ૧૯૪૭ નું ચાતુર્માસ અમદાવાદમાં કરીને ૧૯૪૮ નું ચાતુર્માસ સાયલામાં કર્યું. આ ચાતુર્માસમાં એક અદ્ભુત બનાવ બનવા પામ્યો હતો. એક સાગારી શિષ્યે કાયોત્સર્ગ કર્યો હતો, એવામાં તેની પાસે થઇ એક સાપ નીકળ્યો. બીજા સાધુએ તે જોયો એટલે તેઓ આઘા પાછા ખસી ગયા, પરન્તુ લાધાજી સ્વામીએ તે સમયે કાયોત્સર્ગ કર્યો હતો તે કાયોત્સર્ગમાં જરા પણ ડગ્યા નહિ. સર્પ તેમની સમીપે આવ્યો, પરન્તુ તે મેરૂ પર્વતની માફક સ્થિર રહ્યા. સર્પ તુરત જ પોતાને માર્ગે ચાલ્યો ગયો ! સત્ય જ કહ્યું છે કે—

**चलन्ति गिरयः कामं युगान्तपवनाहताः ।**
**कृच्छ्रेऽपि न चलत्येव धीराणां निश्चलं मनः ॥**

અર્થાત્—યુગાન્તના પવનથી મોટા મોટા પર્વતો પણ ચલાયમાન થાય છે; પરન્તુ ધીર પુરૂષોનું નિશ્ચલ મન ગમે તેવી આપત્તિમાં પણ કદાપિ ચલિત થતું નથી.

# પ્રકરણ ૯ મું.

## બે યુરોપિયનોનો પરિચય.

**स्वदेशे पूज्यते राजा विद्वान्सर्वत्र पूज्यते ॥**

**અર્થ**—રાજા સ્વદેશમાં પુજાય છે, પરન્તુ વિદ્વાન તો સર્વત્ર પુજાય છે.

* * * *

ગુણી પુરૂષોમાં આકર્ષણનું સ્થાન તેમના ગુણો જ હોય છે એ સર્વથા સત્ય છે. લાધાજી સ્વામીના ગુણો અને તેમનો જ્ઞાનવિભવ અનેક અન્યધર્મીઓનાં હૃદયનું આકર્ષણ કરતા હતા એવું આગળ કહેવાઇ ગયું છે; તેમના બોધથી અન્યધર્મીઓના આચાર-વિચારોમાં પણ સુધારો થયો હતો અને કેટલાક તો તેમના ભક્ત પણ બની ગયા હતા. આવી રીતે આકર્ષાએલા પુરૂ-ષોમાં બે યુરોપિઅન ગૃહસ્થો પણ હતા.

જે વખતે મહારાજ શ્રી ઉત્તમચંદ્રજીએ દીક્ષા લીધી

હતી, તે વખતે લાધાજી સ્વામીને સુરતમાં બુલ્લર સાહેબ સાથે પિછાણ થઇ હતી. મી. બુલ્લર તે વખતે મુંબઈ ઇલાકાના ઉત્તર વિભાગના એજ્યુકેશનલ (કેળવણી ખાતાના) ઇન્સ્પેક્ટર હતા. તે હિંદુ ધર્મશાસ્ત્રોના સારા અભ્યાસી હતા અને પ્રાચીન વસ્તુઓ તથા ગ્રંથોનું સંશોધન કરવાનો તેમને અત્યંત શોખ હતો. આ કારણથી કેટલાંક જુનાં લખેલાં તથા છાપેલાં પુસ્તકોનો તેમણે સારો સંગ્રહ કર્યો હતો અને એ સંગ્રહમાં વધારો કરવાને તે હમેશાં પ્રયત્નશીલ રહેતા હતા. આ ગ્રંથોના વાચનથી બુલ્લર સાહેબને કેટલીક શંકાઓ રહેતી હતી અને તે શંકાઓનું સમાધાન થાય તે માટે તે ઘણા મહાત્માઓને મળતા અને વિધવિધ પ્રશ્નો કરતા. તેમને લાધાજી સ્વામીનો પરિચય થયા પછી તેવા સમાધાન માટે જૂદે જૂદે સ્થળે જવાનું રહ્યું નહિ, કારણકે લાધાજી સ્વામી પાસેથી તેમની ઘણી શંકાઓનું સમાધાન તેમને મળી ગયું હતું. આ શંકાઓમાંની કેટલીક વૈષ્ણવ તથા શૈવ ધર્મ સંબંધી પણ હતી અને કેટલીક જૈન ધર્મ-સંબંધી હતી. લાધાજી સ્વામીએ કરેલા ખુલાસાઓથી બુલ્લર સાહેબ એટલા સંતુષ્ટ થયા હતા કે તેમના પરિચયમાં વધારે ને વધારે સમય ગાળવાને તે હમેશાં જિજ્ઞાસુ રહેતા

હતા. તેમના વિશેષ પરિચયને માટે બ્યુલર સાહેબે એક વાર એવી માંગણી કરી હતી કે "આપ જો કઠોરમાં ચાતુર્માસ કરો, તો હું ત્યાં રહું અને આપની પાસેથી જૈન સિદ્ધાન્તોનું જ્ઞાન મેળવું." પરન્તુ સંયોગો અનુકૂળ નહિ હોવાથી તેમ જ આગમવાચનનો વ્યવહાર પણ જૂદા પ્રકારનો હોવાથી લાધાજી સ્વામી બ્યુલ્લર સાહેબની એ માંગણીનો સ્વીકાર કરી શક્યા નહિ. જ્યાંસુધી બ્યુલ્લર સાહેબ આ દેશમાં રહ્યા ત્યાંસુધી તેમણે રૂબરૂ મળીને તથા પત્રો લખીને લાધાજી સ્વામી પાસેથી અનેક પ્રશ્નોના ખુલાસા મેળવ્યા હતા અને તે જર્મની ગયા ત્યારે ત્યાંથી પણ રા. ભગવાનદાસ કેવળદાસ (સુરતવાળા) ની માર્ફત પત્રો લખીને લાધાજી સ્વામી પાસેથી ધર્મસંબંધી ઘણી માહિતી મેળવતા હતા. બ્યુલ્લર સાહેબ પ્રાચીન ગ્રંથસંશોધનનો બહુ શોખ ધરાવતા હોવાથી તેમના ગ્રંથસંગ્રહનું અવલોકન કરવાનો લાભ લાધાજી સ્વામીને પણ તેમની પાસેથી મળ્યો હતો.

બ્યુલ્લર સાહેબે પૂછેલા પ્રશ્નો અને લાધાજી સ્વામીએ તેના કરેલા ખુલાસાઓ એ સઘળું અત્યારે માત્ર સ્મરણપટ વિના અન્ય કોઇ સ્થળે જળવાઇ રહેલું નથી, પરન્તુ એ ઉપરથી આપણને એટલું તો સમજી શકાય છે કે જેવી રીતે

બુલ્લર સાહેબ એક સામાન્ય અન્યધર્મી પ્રશ્નકાર જેવા નહોતા તેવી જ રીતે લાધાજી સ્વામી માત્ર જૈનોને જ સુત્ર સિદ્ધાંતોની સામાન્ય વાતોથી સમજાવી લે તેવા સામાન્ય પંક્તિના સાધુ નહોતા. વળી બુલ્લર સાહેબના પ્રશ્નો ચોક્કસ એક જ પ્રકારના નહોતા. કોઇ વાર તે તત્ત્વજ્ઞાનની ઝીણામાં ઝીણી વાત પૂછતા, તો બીજી વાર તે એકાદ વ્યાકરણનો જ પ્રશ્ન લાધાજી સ્વામી સમક્ષ રજુ કરતા. એક વાર તે ઇતિહાસનો પ્રશ્ન કરતા તો બીજી વાર વૈષ્ણવ ધર્મનો જ કોઇ વિલક્ષણ સવાલ પૂછી તેનો ખુલાસો માગતા. લાધાજી સ્વામીના વિદ્યમાન એક શિષ્યને એટલું સાંભરે છે કે એક વાર એ યુરોપીઅન ગૃહસ્થે પૂછયું હતું કે " તમારા મહાવીર સ્વામી જ્ઞાની હતા, તે કેવી રીતે સમજવું ?" એક વાર તેમણે એવો પ્રશ્ન કર્યો હતો કે " કર્મ તો જડ છે; તે સુખ–દુઃખ કેવી રીતે આપી શકે ? " બુલ્લર સાહેબે એક એવો સવાલ પૂછ્યો હતો કે " યુષ્ટિરઃ ઉપરથી પ્રાકૃતમાં જુહિઠિલો કેવી રીતે થયું તે સમજાવો ? " વળી એક પ્રસંગે તેમણે પૂછેલું કે " પ્રથમ દીક્ષામાં તમે વરઘોડો કાઢો છો, વાજીંત્રો વગાડો છો અને બીજી દીક્ષા એટલે મોટી દીક્ષામાં શામાટે તેમ કરતા નથી ? " પુનઃ એક વાર

તેમણે ખુલાસો માંગ્યો હતો કે "જૈન ધર્મમાં બાપનું શ્રાદ્ધ કરવાનું કહ્યું છે કે નહિ અને એ ન કહ્યું હોય તો તેનું કારણ શું? અન્યધર્મીઓની શ્રાદ્ધની દલીલોનો, તમે જવાબ આપો." આ પ્રકારના સર્વ પ્રશ્નો એ જિજ્ઞાસુ યુરોપીઅન ગૃહસ્થ તરફથી પુછાતા અને લાધાજી સ્વામીના ઉત્તરોથી તેમને પૂરતો સંતોષ થતો. કોઈ વાર એ પ્રશ્નોના ખુલાસા કરતાં લંબાણ વિવાદ પણ ચાલતો અને સૂત્રવાચન પણ કરવું પડતું અને પરિણામે એ જ્ઞાનગોષ્ઠિ વધારે લંબાતી.

એક બીજા યુરોપીઅન ગૃહસ્થ જેમની સાથે લાધાજી સ્વામીને પત્રદ્વારા પરિચય થયો હતો તે મુંબઇવાળા ડૉ. **પીટરસન** હતા. ડૉ. પીટરસન પૂર્વના ધર્મો સંબંધી માહિતી મેળવવાના અત્યંત જિજ્ઞાસુ હોવાથી **લાધાજી** સ્વામીની ખ્યાતિ સાંભળીને રા. **ભગવાનદાસ** કેવળદાસ માર્ફતે તેમના ઉપર કેટલાક પત્રો લખ્યા હતા અને કેટલીક માહિતી મેળવવાની જિજ્ઞાસા રાખી હતી. એ પત્રવ્યવહારમાં તેમની જિજ્ઞાસા તૃપ્ત થઈ હતી. ડૉ. **પીટરસન લાધાજી** સ્વામીનો પ્રત્યક્ષ પરિચય કરવાને પોતાના પત્રોમાં બહુ ઉત્સુકતા દર્શાવતા હતા. એક વાર આંકસ્મિક સંયોગોથી ડૉ. **પીટરસનને અમદાવાદ**

આવવાનું થયું અને અમદાવાદમાં આવ્યા પછી તેમના જાણવામાં આવ્યું કે તે વખતે લાધાજી સ્વામી અમદાવાદમાં જ ચાતુર્માસ હતા. તેમણે લાધાજી સ્વામીને તુરત કહાવ્યું કે પ્રભાતમાં પોતે મહારાજનાં દર્શન કરવાને ઉપાશ્રયે આવશે. આવા સમાચાર મોકલ્યા છતાં એકાએક રાત્રે તેમને ઓચિંતા મુંબઇ ચાલ્યા જવું પડ્યું અને લાધાજી સ્વામીનાં દર્શન કરવાનો અસંતોષ તેમના મનમાં રહી ગયો. મુંબઇ પહોંચ્યા પછી તેમણે પત્રમાં દિલગીરી દર્શાવતાં જણાવ્યું કે "આપ જેવા મહાત્માનાં દર્શન કરવા હું ભાગ્યશાળી ન નીવડ્યો તે માટે અત્યંત દિલગીર છું." ત્યારપછી પણ ડા. પીટરસને પોતાની શંકાઓના સમાધાન માટે લાધાજી સ્વામી ઉપર અનેક પત્રો લખ્યા હતા અને લાધાજી સ્વામીએ તેના ખુલાસા લખી મોકલ્યા હતા, પરન્તુ પ્રત્યક્ષ પરિચય થવાનો સંયોગ છેવટસુધી બની આવ્યો નહિ.

યુરોપિઅન ગૃહસ્થોમાંનો મોટો ભાગ જડવાદ તરફ વધારે ઢળેલો હોય છે. એ ગૃહસ્થોને ધર્મચર્ચાવડે સંતોષ આપવો તે ઘણું મુશ્કેલ કાર્ય છે, કારણકે ઘણે ભાગે જૈન સાધુઓ શ્રદ્ધાવાદ તરફ ઢળેલા હોય છે અને જે વાતો તેઓ ધર્મ-

સિદ્ધાંતો ઉપરની શ્રદ્ધા સાથે કહે છે તે જડવાદ તરફ ઢળેલાઓના મગજમાં પ્રવેશ કરી શકતી નથી; તેથી તેઓને સમજાવવાને બુદ્ધિગમ્ય શૈલીનો ઉપયોગ કરવો પડે છે અને તે શૈલી ગ્રહણ કરવાને સ્વધર્મશાસ્ત્રોના ઉંડા અભ્યાસની તથા પરધર્મશાસ્ત્રોના વિશાળ વાંચનની જરૂર પડે છે. જે વાતોને શ્રદ્ધા રાખીને સમજવાની હોય છે તે વાતોને યુરોપીઅન ગૃહસ્થો બુદ્ધિગમ્ય રીતે સમજવાની માંગણી કરે છે અને ઘણી વાર એવી રીતે તેઓને સમજાવવામાં સ્યાદ્વાદ શૈલી પણ ઉપયોગી થઇ પડતી નથી. લાધાજી સ્વામી પોતાના જ્ઞાન તથા અભ્યાસવડે પ્રશ્નકારનું વલણ તપાસીને અનુકૂળ શૈલીનો ઉપયોગ કરી શંકાનું સમાધાન કરવામાં કુશળ હતા અને ધર્મશાસ્ત્રો સંબંધી માહિતી તો તેમના માનસિક જ્ઞાનભંડારમાંથી હરકોઇને મળી શકતી હતી. તેમના એ ગુણોને લીધે આ બે યુરોપિઅન ગૃહસ્થોનું તથા અન્ય જૈનેતરોનું પણ આકર્ષણ થયું હતું.

# પ્રકરણ ૧૦ મું.

## એક સત્યાગ્રહનો પ્રસંગ.

સંવત્ ૧૯૪૯ ની સાલમાં એક ઘણો વિલક્ષણ બનાવ બનવા પામ્યો હતો. તે વર્ષમાં લાધાજી સ્વામીને ઝામરની પીડાથી આંખોની વેદના સહન કરવી પડતી હતી. લીંબડી સંપ્રદાયના સાધુઓનો એવો રિવાજ છે કે અમુક વર્ષે સાધુસમાજને નિયમનમાં રાખવા માટેના ઠરાવેલા કાયદાઓનું પુનઃ નિરીક્ષણ કરવું અને સમય તથા સંયોગોના પરિવર્તન સાથે એ કાયદાઓમાં જો કાંઇ ફેરફાર કે સુધારો કરવાની જરૂર જણાય તો તેવો ફેરફાર તથા સુધારો પણ કરવો. બીજા સંપ્રદાયો કરતાં આ સંપ્રદાય જમાનાને અનુકૂળ રહીને આગળ વધવામાં વધારે સારી ઉદારતા દર્શાવતો આવેલો છે. તેની આ રીતિથી કેટલાકો પ્રસન્ન થાય છે અને કેટલાકો નાખુશ થાય છે. પ્રસન્ન થનારાઓની સમજણ એવી છે કે દેશ, કાળ, ભાવાદિને અનુસરીને ધર્મના સિદ્ધાંતોને બાધ આવે નહિ તેવી

રીતે ધર્મપ્રચારાદિના વ્યવહારમાં સુધારો વધારો કરતા રહેવું એ એક આવશ્યક કાર્ય છે અને તેથા કાંઇ વીર ભગવાને ફરમાવેલા ધર્મની હદનું ઉલ્લંઘન થઇ જતું નથી. નાખુશ થનારાઓ એવું માને છે કે વીર ભગવાને સૂત્રમાં ફરમાવેલી આજ્ઞાને અક્ષરશઃ વળગી રહેવું એ જ ખરો ધર્મ છે અને એ ધર્મથી જરા પણ આડા ચાલવાથી પ્રમાદ સેવવાનો કે પાતક કરવાનો અપરાધ થાય છે. આ કારણથી પહેલો વર્ગ એમ માને છે કે સમય અને સંયોગોના ફેરફાર સાથે સાધુસમાજે વર્તવાના નિયમોમાં ફેરફારો કરવામાં આવવા જોઇએ જો-કે તેનો મુખ્ય હેતુ તો વીર ભગવાને ફરમાવેલા ધર્મનું યથાર્થ પરિપાલન જ હોવો જોઇએ, પરન્તુ બીજો વર્ગ એવું માને છે કે સૂત્રાદિમાં સાધુઓના જે ધર્મો તથા વર્તનાદિના નિયમો ફરમાવેલા છે તેમાં કાળાંતરે પણ ફેરફાર થઇ શકે નહિ. કેટલાક સંપ્રદાયોની માન્યતા આ બીજા પ્રકારની છે અને કેટલાક સંપ્રદાયોની માન્યતા ઉપર જણાવેલા પહેલા પ્રકારની છે, કે જેમાં લીંબડી સંપ્રદાયનો પણ સમાવેશ થાય છે. આ સંપ્રદાયના નિયમ પ્રમાણે જ્યારે સાધુસમાજે વર્તવાના નિયમોમાં કાંઇ સુધારા કે ફેરફાર

કરવાના હોય છે ત્યારે ચતુર્વિધ સંઘને એકઠો કરવામાં આવે છે. બની શકે ત્યાંસુધી આખા સાધુ અને સાધ્વીઓના સમાજને એકઠો કરીને એ ફેરફાર સર્વની સંમતિ સાથે જ કરવામાં આવે છે અને તે ઉપર આગેવાન સાધુઓની સહીઓ પણ લેવામાં આવે છે. ૧૯૪૯ની સાલમાં એ પ્રમાણે ચતુર્વિધ સંઘને એકઠો કરીને નિયમો ઘડવાનું કામ શરૂ કરવામાં આવ્યું હતું, અને તે વખતે બીજા સાધુઓની સાથે લાધાજી સ્વામીએ પણ પોતાના શિષ્યપરિવાર સાથે લીંબડીમાં હાજરી આપી હતી.

નિયમો ઘડવાનું કામ ચાલુ થયું અને તે પૂરું પણ થયું; પરન્તુ તેમાંના એક નિયમના સંબંધમાં લાધાજી સ્વામીએ વાંધો ઉઠાવ્યો. આ કયો નિયમ હતો તે જણાવવાની અત્ર કાંઈ જરૂર નથી, પરન્તુ તે સંબંધે એટલું જ કહેવું બસ છે કે એ નિયમ એવા પ્રકારનો હતો કે જે નિયમ સાધુઓ પાળતા નહોતા, પાળવાના નહોતા અને સાધુઓ તે પાળે એવી સંઘની ધારણા પણ નહોતી! એ નિયમને નિયમાવલિમાં દાખલ કરવાનો હેતુ માત્ર એવો જ હતો કે તેથી સાધુઓ કાંઈક વધારે તીવ્ર નિયમનમાં રહે પરન્તુ બીજી બાજુએ એ નિયમ નહિ પાળનારને માટે કાંઈ સજા

ફરમાવવામાં આવી નહોતી એટલે એ નિયમ પાળનાર કે નહિ પાળનાર ઉભય સરખા જ હતા! આથી એ નિયમનું નિયમાવલિ માંહેનું અસ્તિત્વ તેનું વાજબીપણું પુરવાર કરી શકતું જ નહોતું. જ્યારે એ નિયમને વસ્તુતઃ સાધુઓ પાળી શકશે એવી સંઘની ખાત્રી નહોતી, તેઓ તે ન પાળે તો તેમને કાંઈ સજા કરવાની ધારણા પણ રાખવામાં આવી નહોતી, તોપછી એ અવ્યવહારૂ નિયમથી નિયમાવલિને ભારે બનાવવાની જરૂર જ શી હતી, એવી દલીલ સાથે લાધાજી સ્વામીએ એ નિયમને કાઢી નાંખવાની ઇચ્છા જણાવી. પરન્તુ સંઘના આગેવાન શ્રાવકો તથા સાધુઓએ એ નિયમ દૂર નહિ કરવાનો પોતાનો આગ્રહ પકડી રાખ્યો. બીજા સાધુઓને તો એ નિયમ રહે કિંવા ન રહે તે સઘળું સરખું જ હતું. કેટલાકોને જણાતું હતું કે ન પાળી શકાય તેવો નિયમ રાખવો અને પછી ન પાળવો એના કરતાં તે ન જ રાખવો તે વધારે સારૂં છેઃ છતાં તે રાખવાના જ આગ્રહને જો પકડી રાખવામાં આવે છે, તો તેનો અર્થ એટલો જ થાય કે આપણે શોભાની ખાતર એ નિયમ નિયમાવલિમાં દાખલ કરીને બીજાઓને એમ બતાવવાનો દંભ કરીએ છીએ કે અમે એ કડક નિયમ પાળીએ છીએ!

આથી આ દ્વિરૂપી વર્તન કેટલાકોને ગમતું નહોતું, ત્યારે કેટલાકોને એમ લાગતું હતું કે આગેવાનોનો આગ્રહ છે તો ભલે ને એ નિયમ રહ્યો; તેથી શું હાનિ થઈ જવાની છે? બીજાં સાધુઓમાં એ નિયમ રાખવાની અને નહિ રાખવાની હિમાયત કરનારાઓ હતા, પરન્તુ કોઈને ખુલ્લી રીતે વિરૂદ્ધતા કે તરફેણુ બતાવવાની જરૂર દેખાતી નહોતી અને તેથી એકલા માત્ર લાધાજી સ્વામી જ વિરૂદ્ધતામાં ઊભા રહ્યા હતા.

એ એક નિયમ માટેની વિરૂદ્ધતાએ ધીમે ધીમે ગંભીર રૂપ પકડ્યું. એક પક્ષનો આગ્રહ વધતો ગયો તેમ લાધાજી સ્વામીની વિરૂદ્ધતા પ્રબળ બનતી ગઇ. તેમનો મુખ્ય મુદ્દો એ હતો કે કાંતો એ નિયમને દૂર કરવો અને જો તે દૂર ન કરવો હોય તો તેને બીજા નિયમોના જેટલું જ મહત્વનું સ્વરુપ આપવું અને પછી એ નિયમ નહિ પાળનારને માટે હાલની પેઠે જરા પણ ઢીલી દોરી નહિ રાખવામાં આવતાં બીજા નિયમોના ભંગની પેઠે જ એ નિયમનો ભંગ કરનારને પણ સજા થવી જોઇએ. પણ એ નિયમ રાખવાની હિમાયત કરનારા સાધુઓ તથા શ્રાવકો એ મુદ્દા સ્વીકારવાને તૈયાર નહોતા અને તેથી અર્ધે રસ્તે મળવાનું

બને એ પણ શક્ય નહોતું. એ વિરૂદ્ધતાને કારણે લાધાજી સ્વામીએ સહી આપી નહિ અને પોતે પોતાના શિષ્યમંડળ સાથે લીંબડીમાંથી વિહાર કરી નજીકના એક ગામડામાં નિવાસ કર્યો.

લાધાજી સ્વામીના આ સત્યાગ્રહનું તત્ત્વ મોટા ભાગના શ્રાવકો તથા સાધુઓના હૃદયમાં હતું પરન્તુ મુખમાં નહોતું, અને મુખમાં નહિ હોવાથી જ તેમનો સત્યાગ્રહ તુરતમાં વિજયી થઇ શક્યો નહિ. આપણે ઘણી વાર એક સત્ય વાતને મનમાં સમજીને સ્વીકારીએ છીએ, પરન્તુ લજ્જા, ભય, સંકોચ, હાનિ, અપમાનાદિ કારણોને લીધે મુખે એ સત્યનો સ્વીકાર કરતા નથી—બલ્કે હૃદયમાંહેના સત્યની વિરૂદ્ધની વાર્તાનું જ પ્રતિપાદન મુખથી કરીને ચિદ્દવૃત્તિના અવાજને દાબી દઇએ છીએ. આવો જ કાંઇ પ્રકાર આ સત્યાગ્રહમાં સમાઈ રહેલો હતો. લાધાજી સ્વામી લીંબડીથી ચાલ્યા ગયા, ત્યારે તેમના સત્યાગ્રહનું પ્રાબલ્ય અન્ય હૃદયોમાં ઉતર્યું, કેટલાક શ્રાવકોને તેથી બહુ લાગી આવ્યું અને લાધાજી સ્વામી પ્રત્યેની ભક્તિને લીધે તેઓએ ટીપ કરીને બીજો ઉપાશ્રય બંધાવી તેમાં લાધાજી સ્વામીને રાખવાનો વિચાર કર્યો. આ વાત લાધાજી સ્વામીના જાણવામાં આવી કે

તુરત તેમણે શ્રાવકોને તેમ કરતાં અટકાવ્યા અને કહ્યું કેઃ "હું કાંઈ નવો સંપ્રદાય સ્થાપવા માંગતો નથી કે મને ઉપાશ્રયની જરૂર નથી. એક નિયમ માટેની વિરૂદ્ધતાથી જ માત્ર મેં લીંબડીથી વિહાર કર્યો છે અને જ્યાંસુધી એ નિયમને બીજા નિયમોના જેવો બનાવવામાં આવશે નહિ, અથવા દૂર કરવામાં આવશે નહિ ત્યાંસુધી હું ફરીથી લીંબડીના ઉપાશ્રયમાં આવવાનો નથી." આ દઢતા જોઇને શ્રાવકો આશ્ચર્ય પામ્યા વિના રહ્યા નહિ.

પરન્તુ આ દઢ સત્યાગ્રહની અસર સંઘ ઉપર તુરત જ થઈ. વસ્તુસ્થિતિની ગંભીરતા તેના સમજવામાં આવી અને લાધાજી સ્વામીની ઇચ્છાને માન આપવામાં તેણે ડહાપણ તથા દીર્ઘ દૃષ્ટિ જોયાં. તેણે તુરત જ એ નિયમને નિયમાવલિમાંથી કાઢી નાંખ્યો અને લાધાજી સ્વામીને લીંબડીમાં પાછા પધારવાની વિનંતિ કરી. લાધાજી સ્વામી તે વિનંતિપરથી પાછા લીંબડીમાં આવ્યા અને નિયમાવલિ ઉપર પોતાની સહી આપી. અત્ર સત્યાગ્રહ અને હઠ અથવા દુરાગ્રહ વચ્ચેનો ભેદ સમજવાની જરૂર છે. સત્ય માટેનો આગ્રહ એ જ સત્યાગ્રહ કહેવાય છે; પરન્તુ પોતાનો માઠો

હેતુ કિંવા સ્વાર્થ સાધવાને જક્ક પકડી બેસવી તે સત્યાગ્રહ નથી પણ દુરાગ્રહ છે. જેવી રીતે દુનિયામાં સત્યાગ્રહનો વિજય થાય છે તેવી રીતે કોઈવાર દુરાગ્રહ અથવા હઠનો પણ વિજય થઈ જાય છે, પરન્તુ એ અપ્રશસ્ત છે, ત્યારે સત્યાગ્રહ એ પ્રશસ્ત છે અને સત્ય ઉપરની પ્રીતિનું સૂચન કરે છે. દંભનો ત્યાગ કરીને સત્યને અડગ રીતે વળગી રહેવાના હેતુથી જ લાધાજી સ્વામીએ છેવટસુધી પોતાના આગ્રહને વળગી રહેવાનું ઉચિત માન્યું હતું અને તેથી તેનો જે વિજય થયો હતો તે પ્રશસ્ત હતો. એ સત્યાગ્રહને માન આપનાર લીંબડીના સંઘને માટે પણ એ બનાવ માનભરેલો જ હતો, કારણકે શ્રીયુત મોહનદાસ ગાંધી કહે છે તેમ, સત્યાગ્રહ ધારણ કરનારને તેમજ તેને માન આપીને તેનો વિજય થવા દેનારને—ઉભયને એ સત્યાગ્રહનો વિજય એકસરખો માનભરેલો છે.



# પ્રકરણ ૧૧ મું.

## ચર્મચક્ષુનો વિયોગ.

शशिदिवाकरयोर्ग्रहपीडनम् ।
गजभुजंगमयोरपि बन्धनम् ॥
मतिमतां च विलोक्य दरिद्रतां ।
विधिरहो बलवानिति मे मतिः ॥

**અર્થ**—સૂર્ય અને ચંદ્ર રાહુથી પિડાય છે, હાથી અને સર્પ પણ બંધનથી બંધાય છે અને બુદ્ધિમાન દરિદ્રી હોય છે, તે જોઈ મને તો એજ નિશ્ચય થાય છે કે અહો ! પ્રારબ્ધ બળવાન્ છે.

* * * *

એટલું તો સત્ય છે કે ઐહિક જીવનમાં મનુષ્ય ગમે તેવી પવિત્ર કરણીથી પવિત્ર જીવન ગાળતો હોય, અથવાતો ગમે તેવી દુષ્ટ કરણીથી પાપી જીવન ગાળતો હોય તોપણ શુભ કિંવા અશુભ પ્રારબ્ધ કર્મને ભોગવ્યા વિના તેનો છૂટકો થતો જ નથી. જે મનુષ્યો આખી દુનિયામાં એક્કે અવાજે ઉચ્ચ દશાને પાત્ર લેખાય

છે તે મનુષ્યોને પણ જ્યારે આપણે અત્યંત કષ્ટ વેઠતાં જોઇએ છીએ, ત્યારે પ્રારબ્ધ કર્મમાં આપણી શ્રદ્ધા દૃઢ થયા વિના રહેતી નથી. જેમ બાજરી વાવનાર ખેડૂત ઘઉં નહિ પણ બાજરીની જ આશા રાખી શકે છે, તેમ પૂર્વ ભવમાં અશુભ કર્મની વાવણી કરનારને તેનું ફળ અન્ય ભવમાં પણ વેઠયા વિના ચાલતું જ નથી.

લાધાજી સ્વામીને પણ એ પ્રમાણે કોઈ પ્રારબ્ધ કર્મનો ઉદય થઇ આવ્યો, અને મસ્તકમાં ઝામરની વેદના ઉપસ્થિત થઈ. એ વેદના કેટલી ભારે હોય છે તે અનુભવી જ સમજી શકે છે. એ વેદનાથી કંટાળીને કેટલાકોએ જીવનનો અંત આણવા આપઘાતો કર્યા હોય એવા બનાવો પણ બનેલા છે. પરન્તુ લાધાજી સ્વામી સમતાભાવે એ વેદના સહન કરી રહ્યા અને ૧૯૪૯ ના કાર્તિક માસમાં તેમનાં ચર્મચક્ષુની તેજઃશક્તિનો નાશ થયો. એ પ્રમાણે તેમનાં ચર્મચક્ષુનો વિયોગ થયો અને તેમને મન આખી દુનિયાપર અંધકાર-પટલ ફરી વળ્યું. આંખો જવાથી એ મહાત્માને જો કાંઈ પણ અસંતોષ થયો હોય તો તે માત્ર એટલો જ હતો કે નવા ગ્રંથો વાંચીને પોતાનું જ્ઞાન આગળ વધારવાનું તેમનું મુખ્ય સાધન તેમના હાથમાંથી જતું રહ્યું હતું.

ચર્મચક્ષુનો વિયોગ થવા છતાં જ્ઞાનચક્ષુ તો હમેશાં ઉઘાડાં જ હતાં અને તેથી વિનાચક્ષુએ વ્યાખ્યાન આપવામાં; શિષ્યોને અભ્યાસ કરાવવામાં અને ધર્મોપદેશનાં તથા બીજાં આવશ્યક કાર્યો કરવામાં તેમને ચક્ષુનો વિયોગ બહુ અડચણ કરનારો થતો નહિ. જે સૂત્રનું વ્યાખ્યાન પોતે વાંચતા, તે સૂત્રનાં એક બે પાનાં માત્ર પુંઠામાં રાખીને તે પુંઠીઉં હાથમાં રાખી મ્હોંએથી જ તે વ્યાખ્યાન આપતા. એ વ્યાખ્યાનમાં સૂત્રનો મૂળ પાઠ પણ તે પોતાની સ્મૃતિમાંથી જ બોલતા કારણકે કેટલાંક સૂત્રોના મૂળપાઠ તો તેમણે કેવળ કંઠસ્થ જ કરી નાંખ્યા હતા તેથી પાનાંમાંથી તેનું વાંચન કરવાની તેમને જરૂર પડતી નહિ. મૂળ પાઠના અન્વયાદિ કરતાં, કે તે ઉપર વિવેચન કરતાં તેમને ટીકા-ટબાની પણ જરૂર પડતી નહિ એટલે સઘળું કાર્ય પહેલાંની પેઠે જ ચાલ્યા કરતું હતું. તેવી જ રીતે શિષ્યોને અભ્યાસ કરાવવામાં પણ તેમને મુશ્કેલી પડતી નહિ. એ પ્રમાણે આંખો અલગ થયા છતાં સઘળું કાર્ય સરલ રીતે ચાલ્યું જતું હતું.

એ વર્ષનું ચોમાસું લાધાજી સ્વામીએ મેઘરાજજી સ્વામી, રંગજી સ્વામી, કરમચંદજી સ્વામી તથા શામજી સ્વામી સાથે

લીંબડીમાં જ કર્યું. એ શામજીસ્વામી કચ્છના છે. તેમણે સંવત્ ૧૯૪૯ માં મોરબીમાં મેઘરાજજી સ્વામી પાસે દીક્ષા લીધી હતી અને મેઘરાજજી સ્વામીના બીજા શિષ્ય થયા હતા. એ જ સાલમાં કચ્છના સવજી સ્વામીએ પણ પોતાની વેવીશાળ કરેલી કન્યાનો તથા ઘણી ઋદ્ધિ–સિદ્ધિનો ત્યાગ કરીને લાધાજી સ્વામી પાસે જેઠ માસમાં દીક્ષા લીધી તથા તેમના પાંચમા શિષ્ય થયા. તેમનો વિદ્યાભ્યાસ સારો છે. લાધાજી સ્વામીએ ૧૯૫૦ ની સાલનું ચોમાસું વઢવાણ કાંપમાં કર્યું, અને ત્યારપછીનું ૧૯૫૧ નું ચોમાસું વઢવાણ શહેરમાં કરી ૧૯૫૨ નું ચોમાસું પુનઃ લીંબડીમાં કર્યું. ૧૯૫૩ નું ચોમાસું પુનઃ વઢવાણ કાંપમાં, ૧૯૫૪ નું વઢવાણ શહેરમાં અને ૧૯૫૫ નું ચોમાસું લીંબડીમાં કર્યું. ૧૯૫૪ ના ચૈત્ર વદ ૧૦ ને દિને તારાચંદજીએ લાધાજી સ્વામી પાસે વઢવાણ કાંપમાં દીક્ષા લીધી અને ઉત્તમચંદ્રજી સ્વામીના શિષ્ય થયા. ૧૯૫૫ ની સાલમાં જેઠ સુદ ૩ ને દિને આ પુસ્તકના ક્ષુદ્ર લેખકનો તે સદ્‌ગુરૂએ દયા કરીને ૧૧ વર્ષની વયે ભવાટવીમાં રખડતાનો ઉદ્ધાર કરી પોતાના છઠ્ઠા શિષ્ય તરીકે સ્વીકાર કરી અમૂલ્ય સેવાનો લાભ આપ્યો. પોતાથી અમદાવાદ પ્હોંચી શકાય તેમ ન હોવાથી પોતાના

લઘુ બંધુ મેઘરાજજી સ્વામીને પોતાની વતી મોકલીને અમદાવાદમાં દીક્ષા આપી.

ચર્મચક્ષુનો વિયોગ થયા પછી લાધાજી સ્વામી બહુ દૂરના પ્રદેશમાં વિહાર કરીને જઈ શકતા નહિ તેથી લીંબડીની આસપાસનાં નાનાં મોટાં ગામોમાં જ તેમને વિહાર કરવો પડતો હતો તેમજ ચાતુર્માસ પણ સ્થિર કરવું પડતું હતું. એ સ્થિતિમાં કેટલાક શ્રાવકો તેમને કોઈ સ્થળે સ્થિર વાસ કરી રહેવાનો આગ્રહ કરતા હતા, પરંતુ તે કહેતા કે જ્યાંસુધી તેમના પગ વિહાર કરવાને સશક્ત છે અને શિષ્યમંડળ માર્ગદર્શક છે ત્યાંસુધી તે સાધુઓના કલ્પનો ત્યાગ કરી આચારમાં શિથિલતા બતાવશે નહિ. શરીર સશક્ત રહ્યું ત્યાંસુધી તેમણે પોતાના આ નિશ્ચયને જરા પણ નરમ પડવા દીધો નહોતો.

૧૯૫૬ ની સાલમાં લાધાજી સ્વામી પાસે એક નવા શિષ્યે દીક્ષા લીધી. તે શિષ્ય લલ્લુજી સ્વામી હતા. તે અમદાવાદના રહીશ હતા અને તેમણે પોતાને ઘેરથી દીક્ષા લીધી હતી. તે લાધાજી સ્વામીના સાતમા શિષ્ય થયા. તે જ સાલમાં ખુશાલચંદજી સ્વામીએ દીક્ષા લીધી. લાધાજી સ્વામીના તે આઠમા શિષ્ય કચ્છના છે. તેમણે ૩૯ વર્ષની

વયે પોતાને ઘેરથી દીક્ષા લીધી હતી. તે ઉત્તમચંદ્રજી સ્વામીના શિષ્ય થયા. ખુશાલચંદ્રજી સ્વામીનું ધર્મજ્ઞાન સારૂં છે. એજ સાલમાં લક્ષ્મીચંદ્રજી સ્વામીએ દીક્ષા લીધી. તે લીંબડી તાબે સિયાણીના ચહુઆણ રજપૂત છે. ૧૪ વર્ષની ઉંમરે સંવત ૧૯૫૬ માં લીંબડીમાં લાધાજી સ્વામી પાસે તેમણે દીક્ષા લીધી અને તેમને હર્ષચંદ્રજી મહારાજને શિષ્ય તરીકે સોંપ્યા. એ મહારાજે સૂત્ર સિદ્ધાંતનું તથા વ્યાકરણાદિનું ઠીક જ્ઞાન મેળવ્યું છે. સંવત ૧૯૫૭ ની સાલનું ચોમાસું લાધાજી સ્વામીએ વઢવાણ શહેરમાં કર્યું અને ૧૯૫૮, ૧૯૫૯ તથા ૧૯૬૦ નાં ચોમાસાં વઢવાણ કેમ્પમાં કર્યાં. ૧૯૫૮ માં કચ્છના ભાયચંદ્રજીએ પોતાને ઘેરથી દીક્ષા લઈ ઉત્તમચંદ્રજી સ્વામીનું શિષ્યપદ ગ્રહણ કર્યું. તેમણે સૂત્ર સિદ્ધાંત તથા વ્યાકરણનો સારો અભ્યાસ કર્યો છે. ૧૯૬૦ ના ચાતુર્માસ પછી પણ લાધાજી સ્વામી વઢવાણ કાંપમાં જ રહ્યા કારણકે ત્યાંનો ઉપાશ્રય વિશાળ અને વધારે સગવડવાળો છે એટલે તેમની અખમ અવસ્થામાં તે સ્થળ તેમને વધારે અનુકૂળ પડતું. ૧૯૬૧ ની સાલમાં મુળચંદ્રજી સ્વામીએ કચ્છના મુંદ્રા શહેરમાં ૩૫ વર્ષની વયે દીક્ષા લીધી અને તે સવજી સ્વામીના શિષ્ય થયા.

# પ્રકરણ ૧૨ મું.

## પૂજ્ય પદવી.

આ સમયે પૂજ્ય પદવી ઉપર પૂજ્ય મહારાજ શ્રી દીપચંદ્રજી સ્વામી બિરાજતા હતા. તેઓ વિદ્વાન્, શાન્ત, પૂજ્ય પદવીના ગૌરવને વૃદ્ધિંગત કરે તેવા અને સાધુસમાજને અંકુશમાં રાખી સંપ્રદાયની કીર્તિમાં વધારો કરે તેવા હતા. ૧૯૬૧ ના ચૈત્ર માસમાં પૂજ્ય શ્રી દીપચંદ્રજી સ્વામીના શરીરે વ્યાધિ વર્તાવા માંડી અને એ જ માસની વદ ૧૪ ને મંગળવારે તેમણે ૭૨ વર્ષનું આયુષ્ય ભોગવી સ્વર્ગવાસ કર્યો. પૂજ્ય શ્રી દીપચંદ્રજી સ્વામી લાધાજી સ્વામીના વડીલ ગુરૂભાઈ હતા અને મહાપ્રતાપી પુરૂષ હતા. એ મહાત્માના સ્વર્ગવાસના ખબર સાંભળીને લાધાજી સ્વામીને ઘણું લાગી આવ્યું પરન્તુ જ્ઞાનદૃષ્ટિથી વિચાર કર્યો કે કાળ આગળ કોઇનું ચાલતું નથી. **यद्भावी न तद्भावी भावी चेन्न तदन्यथा**—જે ભાવી હોય છે તે બન્યાં જ કરે છે અને તેમાં અન્યથા થતું નથી. દીપચંદ્રજી સ્વામીના સ્વર્ગવાસથી ઉત્પન્ન થએલા મનઃકલેશને લાધાજી સ્વામીએ

એ રીતે સંતોષ્યો. દીપચંદજી સ્વામીના ત્રણ શિષ્યો છે. (૧) ચતુરજી સ્વામી, (૨) નાગજી સ્વામી અને (૩) ભીમરાજજી સ્વામી. એ ત્રણેમાં નાગજી સ્વામી સૂત્ર, સિદ્ધાન્ત, વ્યાકરણાદિના અભ્યાસમાં સારી રીતે નિપુણ થએલા છે. એ મુનિરાજ બાળ બ્રહ્મચારી છે અને તેમનો પ્રતાપ સંપ્રદાયમાં સારી પેઠે વિસ્તરેલો છે.

લીંબડી એ ગાદીનું સ્થળ હોવાથી તે ખાલી રહે નહિ એ હેતુથી વઢવાણ કેમ્પમાં લાધાજી સ્વામીને વિનંતિ કરવા સારૂ લીંબડીથી કેટલાક શેઠીયાઓ આવ્યા અને પૂજ્યની પદવી તેમને અર્પણ કરવાની વિનતિ કરી. લાધાજી સ્વામીએ એ વિનતિ સ્વીકારી ને વૈશાખ માસમાં વઢવાણ કેમ્પમાંથી વિહાર કર્યો અને વચમાં વઢવાણ શહેર તથા ભલગામડામાં રોકાઇ આષાઢ સુદ ૩ ને દિવસે લીંબડીમાં પધાર્યા. સંવત્ ૧૯૬૧ નું ચોમાસું લાધાજી સ્વામી મેઘરાજજી સ્વામી તથા બીજા ચાર શિષ્યોએ લીંબડીમાં જ કર્યું. ત્યારપછીનું ૧૯૬૨ નું ચોમાસું પણ તેમણે લીંબડીમાં જ કર્યું. એ ચોમાસું ઉતર્યા પછી સંપ્રદાયનાં સઘળાં સાધુ-સાધ્વી લીંબડીમાં આવી પહોંચ્યાં અને ચતુર્વિધ સંઘે મળીને લાધાજી સ્વામીને પૂજ્ય પદવી સ્વીકારવાની

વિનતિ કરી. લાધાજી સ્વામીએ એ વિનતિનો સ્વીકાર કરીને શુભ મુહૂર્તે પૂજ્ય શ્રીની પદવીનો સત્કાર કર્યો એટલે કે પૂજ્યશ્રીની પાટ ઉપર તે વિરાજમાન થયા. તેના સંબંધમાં પં. મુનિરાજ શ્રી રત્નચંદ્રજી મહારાજે નીચેનો શ્લોક રચેલો છેઃ—

**वर्षे वेदरसांकभूमिकलिते शुक्ले दले फाल्गुने ।**
**सप्तम्यां मिलिते चतुर्विधगणे संवर्त्तमानोत्सवे ॥**
**न्यासः पूज्यपदेऽभिषेकविधिना यस्याभवत्सादरम् ।**
**तस्मै श्री गुरवे नमः प्रतिदिनं लाधाजि संज्ञाय मे ॥**

અર્થાત્—સંવત્ ૧૯૬૪ ( કચ્છી )ની સાલે ફાગણ માસની શુકલ પક્ષની સાતમને દિને ચતુર્વિધ સંઘમાં વર્તાઇ રહ્યો છે અને અભિષેકવિધિએ પૂજ્યપદને વિષે આદર સહિત અભિષેક થએલો છે જેમનો, એવા શ્રી લાધાજી સ્વામી નામના ગુરૂદેવને મારા નમસ્કાર હો. એ પ્રમાણે ગુજરાતી સંવત્ ૧૯૬૩ ના ફાગણ સુદ ૭ ને દિને લાધાજી સ્વામીને પૂજ્યપદવી પ્રાપ્ત થઇ. ત્યારપછી પૂજ્યશ્રીએ સંપ્રદાયના નિયમોમાં કેટલોક સુધારો કર્યો. એ વર્ષના ચાતુર્માસમાં પૂજ્યશ્રી લીંબડીમાં જ રહ્યા.

આંખની અખમ સ્થિતિમાં પણ પૂજ્યપદવીનું કામ પૂજ્યશ્રી

લાધાજી સ્વામી સીધી રીતે કર્યે જતા હતા. આ કામ ઘણે ભાગે સંપ્રદાયને સુવ્યવસ્થિત રીતે જાળવવાનું હોય છે અને સાધુ-સાધ્વીઓના સમુદાયને યોગ્ય સૂચનાઓ, સલાહો અને હુકમો આપીને તેમને સંપ્રદાયની કીર્તિ વધે તથા ઉપદેશ પ્રચાર ઉત્તમ રીતે થાય એવી રીતે દોરવાનું છે. આ કાર્ય જે થોડો સમય તે પૂજ્યપદવી ઉપર ટકી રહ્યા હતા તેટલો સમય તેમણે ઉત્તમ રીતે બજાવ્યું હતું.

આ સંબંધે પં. મુ. શ્રી રત્નચંદ્રજી સ્વામીએ રચેલો શ્લોક નીચે મુજબ છે:—

**पूज्यश्री गुणिदीपचंद्रविदुषि स्वर्गगते लिंबडी।**
**श्राद्धानामधिकाग्रहाच्च जरया क्षीणे बले तानवे ॥**
**यो तिष्ठत्स्थिरवासमार्यमहितः श्री लिंबडीपत्तने।**
**तस्मै श्री गुरवे नमः प्रतिदिनं लाधाजि संज्ञाय मे ॥**

**અર્થ:**—પૂજ્ય શ્રી દીપચંદ્રજી વિદ્વાન્ સ્વર્ગ ગયે છતે લીંબડીના શ્રાવકોના અત્યાગ્રહથી જરાએ કરી શરીરબળ ક્ષીણ થયે છતે આર્યોના પૂજિત એવા શ્રી લાધાજી સ્વામી નામના ગુરૂદેવને મારા નમસ્કાર હો.



# પ્રકરણ ૧૩ મું.

## અંતીમ સમય અને ઉપદેશ.

મનજી મુસાફર રે ! ચાલો નિજ દેશ ભણી,
મુલક ઘણા જોયા રે મુસાફરી થઇ છે ઘણી.

* * * *

**विधिरेव तानि घटयति। यानि पुमान्नैव चिन्तयति ॥**

અર્થાત્—માણસના ચિત્તમાં પણ જે હોતું નથી તેવો બનાવ વિધિ બનાવે છે.

* * * *

વૃદ્ધ અવસ્થા અને પૂજ્ય પદવીનું કામકાજ એ સઘળા સંયોગોથી પૂજ્ય શ્રી લાધાજી સ્વામીએ હવે લીંબડીમાં જ સ્થિરવાસ કરવાનો નિશ્ચય કર્યો હતો. સંવત્ ૧૯૬૪ નું ચાતુર્માસ પણ ત્યાં જ કરવાનું ઠરાવ્યું હતું. ઉત્તમચંદ્રજી સ્વામી તથા બીજા કેટલાક શિષ્યો તેમની વૈયાવચ્ચમાં લીંબડીમાં જ રહ્યા હતા. ચાતુર્માસમાં તેમની પાસે ૬ શિષ્યો રહ્યા હતા. એ ચાતુર્માસમાં લીંબડીમાં શ્રાવક વર્ગમાં તપસ્યા સારી પેઠે થઇ હતી

એટલે ચાતુર્માસનો બધો વખત ભારે ઉત્સવમાં જશે એવી સૌ કોઇની ધારણા હતી, પરન્તુ એ ધારણા પાર પડી નહિ. એ સાલના શ્રાવણ સુદ ૫ ને દિને પૂજ્ય શ્રીને મરડો વર્તાયો અને અનેક સૂજતા ઉપચારો છતાં તે કાબૂમાં આવ્યો નહિ. એ વ્યાધિથી તે ધીમે ધીમે અશક્ત થવા લાગ્યા અને જ્યારે તેમને લાગ્યું કે હવે દેહની શક્તિ પુનઃ પ્રાપ્ત થવાનો સંભવ નથી ત્યારે તેમણે દેહની માયાનો સદંતર ત્યાગ કરી દીધો. જોકે તન દરદ ભોગવતું હતું, તોપણ તેમનું મન તો કેવળ શાન્ત જ હતું. તેમણે અગાઉથી ચેતીને જૈન ધર્માનુસાર વિધિપૂર્વક સાગારી સંથારો પચ્ચખી દીધો.

એક જૈન સાધુએ સંથારો પચ્ચખ્યો એટલે તેણે દેહ ઉપરનું મમત્વ સંપૂર્ણ રીતે છોડી દીધું એમ સમજી લેવું. તેવી જ રીતે લાધાજી સ્વામીએ એ મમત્વ છોડીને પરલોકને માટે આત્માને તૈયાર કરી રાખ્યો. એ પ્રમાણે પોતાના આત્માને તૈયાર કર્યા છતાં स्वात्मवत् सर्वभूतेषु માનનારા એ માહાત્મા પુરૂષ પોતાની આસપાસના સાધુઓને તથા શિષ્યોને તેમના આત્માના કલ્યાણાર્થે છેલ્લી વખતનો ઉપદેશ આપવાની લાલસાને થોભાવી શક્યા નહિ. પેઘડે

પગ અને બ્રહ્મોપદેશ કેટલીક વાર ઘણી જ સારી અસર કરે છે અને કેટલાક બનાવોમાં તો તેથી મનુષ્યનાં જીવન પણ ફરી ગએલાં જોવામાં આવેલા છે. મરણસમયે એક પિતા, માતા, બંધુ, પતિ કે પુત્ર પોતાનાં આપ્તજનોને જે કાંઇ કહે છે તે કેટલીક વાર એવી સચોટ અસર નીપજાવે છે કે જેવી અસર તેમના આખા જીવનના કથન કે ઉપદેશથી થવા પામતી નથી. તેવી રીતે અન્ય આત્માઓના કલ્યાણાર્થે, પ્રયાણ કરવાને પેઘડામાં પગ ઘાલી મૂકેલા એ મહા–આત્માએ પોતાની આસપાસ પોતાના શિષ્યો તથા સાધુઓને એકત્ર કરીને તેમના કાનમાં પોતાની શાન્ત મધુરી વાણીમાં ઉપદેશધારા રેડી અને પછી પોતે શાન્ત થયા. આ ઉપદેશધારા હજી એ શ્રવણ કરનાર શિષ્યો તથા સાધુઓમાંથી વિસરાઇ નથી. એની એ વાણી કદાચ વિસરાઈ ગઇ હશે, પરન્તુ એ વાણીનું તત્ત્વ તો નથી જ વિસરાયું.

• એ મહાત્માના એ સમયના ઉપદેશનું પહેલું તત્ત્વ એ હતું કે "કોઈ પણ હેતુથી દંભ કરવો નહિ: આંતર્ અને બાહ્ય જીવન સરખાં જ રાખવાં." પૂજ્ય શ્રીએ પોતાનું જીવન એ પ્રકારની સરલતામાં જ ગાળ્યું હતું અને તેથી કોઇને તેમનામાં કદાચ વિવેકની ખામી કે અન્ય દોષો દેખાયા

પણ હશે, પરન્તુ વસ્તુતઃ તે જેવા બહારથી દેખાતા હતા તેવા જ અંતર્‌થી હતા અને જેવા અંતર્‌થી હતા તેવા જ બહાર દેખાઈ આવતા હતા. અંતર્ કરતાં બહાર જૂદા જ દેખાઇ આવવાનો પ્રયત્ન તેમણે કદાપ કર્યો નહોતો, કે જેવો પ્રયત્ન આજકાલ અનેક જૈન તેમજ જૈનેતર સાધુઓ, મુનિઓ, યોગીઓ, પરમહંસો, સરસ્વતીઓ, દસ્તુરો, ફકીર ઓલીઆઓ, પાદરીઓ વગેરે કરી રહ્યા છે. આ કારણથી તેમણે પોતાના અંતસમયે સ્પષ્ટ રીતે કહ્યું હતું કે "આંતર્ અને બાહ્ય જીવન ગાળવામાં કદાપિ દંભ કરશો નહિ અને અંતર્ કરતાં બહારથી જૂદા જ દેખાવાનો યત્ન કોઈ પણ મોટા લાભની ખાતર પણ કરશો નહિ. તમે કંચન તથા કામિનીના ત્યાગી છો, એટલે એ બે વસ્તુઓની પ્રાપ્તિની ખાતર જેવો દંભ ગૃહસ્થો ઘણી વાર કરે છે તેવો તમોને કરવાની જરૂર નથી; એક માત્ર કીર્તિ એવી વસ્તુ છે કે જેથી કદાચ તમે લોભાઇ જાઓ અને તેને માટે ઉપર્યુક્ત દંભનું સેવન કરવાને તમે લલચાઓ; પરન્તુ હું તમને કહું છું કે તમે કીર્તિને માટે યત્ન કરશો નહિ તેમજ લોકો અપકીર્તિ કરે તેની દરકાર પણ કરશો નહિઃ હા, તે પૂર્વે તમારે તમારા ધર્મમાં તો મક્કમ રહેવુંજ જોઇએ.

તમે ધર્મમાં મક્કમ ન રહો અને લોકો અપકીર્તિ કરે તો તમારે તેની દરકાર રાખવી જ જોઇએ, પરન્તુ આત્માની સાક્ષીએ એક વાર તમે માનતા હો કે તમે સ્વધર્મમાં મક્કમ છો, પછી કીર્તિ-અપકીર્તિની પરવા એક તલ જેટલી પણ કરશો નહિ. જો એવી પરવા તમે કરશો તો તમે તમારો ધર્મ બજાવવાથી ભ્રષ્ટ થશો અને લોકો સારૂં કેવી રીતે બોલે—ખરાબ બોલતાં કેવી રીતે અટકે, તેવા ઉપાયો અને યુક્તિઓ યોજવાની જ પ્રવૃત્તિમાં મચ્યા રહેશો. આથી તમે તમારા જીવનનું ખરૂં સાધન કમાઇ શકશો નહિ. કદાચ કીર્તિ માટેના પ્રયત્નમાં તમે ઘણી વાર ફાવશો, લોકો તમારૂં સારૂં બોલશે, તમારૂં અંતર મલીન હોવા છતાં બહારથી તમે પરમપવિત્ર દેખાશો, તમારો જ્યાં ત્યાં વિજય જ બોલાશે પરન્તુ એ પ્રકારના દંભથી તમે લોકોની આંખમાં જે ધૂળ નાંખવાનો પ્રયત્ન કરશો તે ધૂળ તમારી જ આંખમાં—અરે નહિ—આત્મામાં પડશે, કારણકે એ પ્રમાણે લોકોને ઠગનારનો આત્મા જ પરિણામે ઠગાય છે, અને તમે તો આત્માને માટે કમાણી કરવા નીકળ્યા છો, એટલું ભુલતા નહિ."

પૂજ્યશ્રીના બીજા ઉપદેશનું તત્ત્વ એ હતું કે "તમારાથી કે જગત્થી ત્યજાએલા કિંવા ભુલાઇ ગએલા આત્મા-

ઓનો પણ તિરસ્કાર કરશો નહિ પણ તેઓના ઉપર પ્રેમ તથા દયા રાખજો. કેટલાંક મનુષ્યો એવાં હોય છે કે જેમને આખું જગત્ નિંદતું હોય છે અને તેમની પાસે પણ ઊભા રહેવાની કોઇ ઇચ્છા રાખતું નથી; પરન્તુ એવા પામર–તિરસ્કારાએલા–ત્યજાએલા આત્માઓનો પણ તિરસ્કાર નહિ કરતાં પ્રેમ તથા દયાથી તેમને ભેટવું અને બની શકે તેટલા પ્રમાણમાં એ પતિતાત્માઓના ઉદ્ધારનો પણ યત્ન કરવો એ સૂત્ર લાધાજી સ્વામીએ પોતાનાં આચરણોમાં છેવટસુધી પાળી રાખ્યું હતું. આ સૂત્રસંબંધે તેમના ઉપદેશનું કથન એવું હતું કે "મનુષ્ય માત્ર દોષને પાત્ર છે." **स्खलनं मनुष्याणां धर्मः।** આખું જગત્ આ વાત જાણે છે અને પોતાની ભૂલોનો બચાવ કરવા માટે એ વાતનો ઉપયોગ કરે છે, પરન્તુ પારકી ભૂલોની નિંદા કે તિરસ્કાર કરતી વખતે એ સૂત્રને ભૂલી જ જાય છે! મનુષ્યસ્વભાવની વિલક્ષણતા કહો કે સ્વાર્થબુદ્ધિ કહો, જે કહો તે આ જ છે, અને એમાંથી જ ટુંકી દૃષ્ટિ, બીજાની ભૂલો જોવાની ટેવની સ્વભાવસિદ્ધતા તથા પરસ્પર વૈર એ બધા દોષોનો જન્મ થાય છે. ધીમે ધીમે તે વધે છે, દોષદૃષ્ટિ વિકસે છે અને છેવટે તેનાં ભયંકર પરિણામો નીપજે છે. જગતમાં ભૂલો કરીને પતિત

થએલા, તિરસ્કારાએલા, અસ્પર્શ્ય મનાએલા અને સંગ નહિ કરવાયોગ્ય કહેવાતા અનેક મનુષ્યો હોય છે. પણ તેઓ બિચારાઓના પામર આત્માઓ શું દયા ખાવાયોગ્ય નથી.? તમારે શામાટે તેઓમાં દોષદષ્ટિથી જોવું જોઈએ? કેવળ વિકારરહિત નિર્મળ દષ્ટિથી તમે તેમને જુઓ, અને તેમની પામરતાની દયા જ તમને આવશે અને જો તમે બીજાઓનું કલ્યાણ કરી સ્વકલ્યાણ સાધવા તરફ દષ્ટિ રાખી હશે તો તમને તેમના આત્માઓને પ્રેમથી ભેટવાનું મન પણ અવશ્ય થશે જ થશે. જ્યારે જ્યારે અન્યની ભૂલો–દોષો જોવામાં આવે, ત્યારે ત્યારે તેવાઓ પ્રત્યે તિરસ્કાર બતાવવાને બદલે તેમના તરફ વિશુદ્ધ પ્રેમ બતાવવો જોઈએ, અને તેઓના સંબંધમાં બીજાઓની અનિષ્ટ પ્રવૃત્તિને ગેરવાજબી લેખવી જોઇએ. દોષી જનના પણ એકલા દોષો બહાર પાડી, તેની નિંદા કરી, તેને તિરસ્કારી, તેની સાથેનો વ્યવહાર તોડી તમે તેને વધારે પતિત અને અધમ બનાવશો પણ તેના આત્માનું કલ્યાણ કરવા માટે તેને જરા પણ લાભ કરી શકશો નહિ. એમ કરવામાં આપણો દયાધર્મ પણ ખંડિત તથા દૂષિત થાય છે. પરમકૃપાળુ સમર્થ વ્યક્તિએ તો પાપીમાં પાપી, અધર્મી અને જુલ્મી

તરીકે લેખાતાને તારીને—તેનો તિરસ્કાર કર્યા વિના જ મહાન્ પુરૂષો બનાવ્યા છે: તે શું તેઓનો તિરસ્કાર કરીને તેમનાથી દૂર રહીને બનાવ્યા હશે? તેમના ઉપર દયા તથા પ્રેમ ધારણ કરીને તેમને આત્મગુણવડે ભેટયા વિના શું તેમના ઉદ્ધારનું કાર્ય સિદ્ધ થઈ શકયું હશે? માટે દોષીને વધારે દોષી બનાવનારો તિરસ્કાર તમે કોઇનો પણ કરશો નહિ. કારણકે મનુષ્યને થોડી ભૂલોમાંથી વધારે ભૂલો કરાવનાર અને દોષ તેમ જ જુલ્મના ખાડામાં ઉતારી પાડનાર બીજું કોઈ પણ નથી પણ નિંદક અને દોષગ્રાહી મનુષ્યો જ છે. ગમે તેવો ઉત્તમ કે અધમ મનુષ્ય પણ કાળે કરીને અવસ્થાન્તરને પામ્યા વિના રહેતો નથી, પરન્તુ જો અધમનો ત્યાગ અને તિરસ્કાર જ કરવામાં આવે તો એના અવસ્થાન્તરને નજીક લાવવાને બદલે આપણે વધારે દૂર હાંકી કાઢવાનો જ દોષ કરતા લેખાઇએ. વળી દોષયુક્ત દેખાતાં કામો વિષે મત બાંધવાની પણ ઉતાવળ કરવી નહિ, કારણકે ઘણી વાર એવું બને છે કે આપણી દૃષ્ટિએ હલકા જણાતા કામનો આશય અને ઉદ્દેશ આપણી માન્યતા કરતાં કેવળ જૂદો જ હોય છે અને તે ઉપરથી તે કાર્ય દોષયુક્ત લેખાવાને પાત્ર હોતું નથી. માટે કદાપિ નિંદિતની પણ વધારે નિંદા

તમે કરશો નહિ પણ તેમના આત્માઓ ઉપર પ્રેમ તથા દયા રાખજો: દુષ્ટ કે સારાં કાર્યો વિષે એકદમ મત બાંધી બાળવાની ઉતાવળ કરશો નહિ; લેવાય તો કોઈના ગુણો લેજો પણ અવગુણ લેશો નહિ; અને છેવટે પ્રેમ તથા દયા-ભાવની પુષ્ટિ માટે તમારે પ્રતિજ્ઞા લેવી કે તમારી નિંદા કરનારનાં પણ છિદ્રો શોધવાં નહિ કે નિંદા કરી આત્માને અપવિત્ર બનાવવો નહિ.

"પતિત તથા અધમ જનોનું કલ્યાણ કરવાની પ્રવૃત્તિ કરતાં તમારો પગ ખસી જાય નહિ એટલી સાવધાનતા રાખજો અને જો કદાચ કાંઈ સંકટ આવી પડે અને એ ટાળવા માટે અન્યને શિરે સંકટ ઢોળવું પડે તો તેમ કર-વાને બદલે તમારે શિરે પડેલું સંકટ જ સહનશીલતાથી વેઠી લેજો. દોષી કે તિરસ્કૃત મનુષ્યને પણ તમારા શબ્દો-થી સહજ નુકસાન થવા ન પામે એટલી સાવચેતી રાખજો અને તેમનું હિત ન કરી શકાય તો ભલે, પણ અહિત તો ન જ થાય તે માટે મૌન્યનું સેવન કરજો. સાધુધર્મ બહુ અટપટો છે, માટે ભાષાસમિતિ જાળવજો પરન્તુ જગ-તને રાજી રાખવા કે કીર્તિ મેળવવા માટે હૃદયનું ખૂન કરીને પ્રિયભાષી બનશો નહિ."

એ મહાત્માનો ત્રીજો અને છેલ્લો ઉપદેશ ક્રોધ નહિ કરવા વિષેનો હતો. એ સંબંધે તેમનું કથન એવું હતું કે "બનતાંસુધી ક્રોધ કદાપિ કરવો નહિ કારણકે એમાંથી અનેક અનર્થોનો જન્મ થાય છે. મનુષ્યનાં જીવનને તૃણવત્ બનાવી મેલનારો જ ક્રોધ છે, એવું ઘણા અનુભવસિદ્ધ દાખલાઓ ઉપરથી જણાએલું છે; તેટલા માટે જ કહ્યું છે કે **नास्ति क्रोधसमो वह्निः ॥** આપણે છદ્મસ્થ અવસ્થામાં છીએ એટલે કદાચ ક્રોધ થઈ આવે એ કેવળ અસ્વાભાવિક નથી, પરન્તુ કોઈ વાર એવો અવસર આવે તો તેના માર્ગનો અવરોધ કરવો અને વાચા તથા કાર્યમાં ક્રોધની પ્રવૃત્તિ થાય નહિ તે માટે પૂરતી સાવચેતી રાખવી. ધીમે ધીમે માનસિક ક્રોધ ઉપર પણ જય મેળવવા યત્ન કરવો અને સર્વ અનર્થના એ મૂળને આત્માથી દૂર રાખવું."

એ પ્રમાણે સર્વ શિષ્યમંડળને ઉપદેશ આપી, યોગ્ય સૂચનાઓ કરી, ઉચિત પ્રતિજ્ઞાઓ આપીને પૂજ્યશ્રી શાન્ત રહ્યા અને પોતાનું છેવટનું એક મહત્ત્વનું કાર્ય પણ પોતે કરી લીધું એવું લાગવાથી સંતોષ તથા વિરામ પામ્યા. ત્યારપછી થોડા દિવસ તેમની માંદગી ચાલુ રહી. એકંદરે પંદરેક દિવસ સુધી મંદવાડ ચાલ્યો અને અશક્તિ વધી

ગઇ. છેવટે સંવત્ ૧૯૬૪ ના શ્રાવણ વદ ૧૦ ને દિને સાંજે અનશન કરી, આલોઇ, પડિક્કમી, સર્વ જીવો પ્રત્યે થએલા અપરાધોને માટે ક્ષમા ચાહી, એકાંત ધર્મમય ચિત્તવૃત્તિ રાખી, મહાવીર પ્રભુના નામનો જાપ કરતાં પૂજ્યશ્રી લાધાજી સ્વામી સદાને માટે આ ફાની દુનિયામાંથી અદૃશ્ય થઇ ગયા! સત્ય છે કે—

**अजरामरवत् प्राज्ञो विद्यामर्थं च साधयेत् ।**
**गृहितइव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥**

અર્થાત્—ડાહ્યા મનુષ્યો મરવું જ નથી એમ જાણી વિદ્યા અને લક્ષ્મી માટે પ્રયાસ કરે છે, પરન્તુ મૃત્યુ માથાપર ભમ્યા કરે છે એમ જાણીને ધર્મ આચરે છે.

પૂજ્યશ્રીના સ્વર્ગવાસના સમાચાર જાહેર થતાં લીંબડી તથા દરેક ગામમાં પાખી પળાઇ: જૈનો જ નહિ પણ એ મહાત્માના પરિચયમાં આવેલા જૈનેતરો પણ દિલગીર થઇ ગયા. તેમની પાછળ હજારો રૂપિયા શ્રાવકોએ પુણ્યદાનમાં વાપર્યા. મહાત્માશ્રીના નિર્વાણ મહોત્સવમાં દરેક કોમવાળા-એ હાજરી આપી મહાત્મા પ્રત્યેની પોતાની લાગણી બતાવી આપી હતી. તેમના મૃતદેહને પધરાવવાને ભભકાદાર માંડવી તૈયાર કરવામાં આવી હતી તથા સોનારૂપાનાં ફૂલો અને

પૈસા ઉડાવવામાં આવ્યા હતા. ચંદનથી અગ્નિદાહ કરવામાં આવ્યો હતો. રાજ્ય તરફથી નિશાળો તથા કોર્ટો બંધ રાખવામાં આવી હતી. બીજાં ગામો ખાતે તારના સંદેશાઓ જઈ પહોંચતાં નજીકનાં ગામોના લોકો પણ આવી પહોંચ્યા હતા અને સૌ દીલગીર બની ગયા હતા સંઘનો એક મોટો સ્થંભ તૂટી પડ્યો હોય એવું સૌને લાગ્યું, પરંતુ જીંદગી ચપળ છે–તે એક વાર પૂરી થવાની જ છે, પછી તે વહેલી થાય તોપણ શું અને મોડી થાય તોપણ શું?

મનજી મુસાફર રે! ચાલો નિજ દેશ ભણી,
મુલક ઘણા જોયા રે! મુસાફરી થઇ છે ઘણી!

* * * * *

પૂજ્ય શ્રી લાધાજી સ્વામીના સ્વર્ગવાસ સંબંધે પં. મુ. શ્રી રત્નચંદ્રજીએ રચેલો શ્લોક નીચે મુજબ છે:—

**सार्द्धाब्दं गणतुष्टिपूर्वमखिलं कृत्वोच्चकार्यं गणे।**
**कृष्णे रोपरसांकभूमि नभसः शुक्रे दशम्यां निशि॥**
**मुक्त्वायुः किल पंचसप्ततिसमाः स्वर्योऽसमाधौ गत-**
**स्तस्मै श्री गुरवे नमः प्रतिदिनं लाधाजि संज्ञाय मे॥**

**અર્થ**—દોઢ વર્ષ સુધી ગચ્છની તુષ્ટિપૂર્વક ગચ્છને વિષે સમગ્ર કાર્ય કરીને (કચ્છી) સંવત ૧૯૬૫ના શ્રાવણ વદ

૧૦ ને શુક્રવારે રાતના દશ વાગ્યે પૂર્ણ ૭૫ વર્ષનું આયુષ્ય ભોગવીને સમાધિસ્થ થતે સ્વર્ગપ્રત્યે જે જતા હવા, એવા શ્રી લાધાજી સ્વામીને ગુરૂદેવને અર્થે મારા નમસ્કાર હો.

---

# પ્રકરણ ૧૪ મું.

---

## ઉપસંહાર અને સિંહાવલોકન.

મહાન પુરૂષો તણાં જીવન ચેતવતાં જનને,
કે આપણ આધીન કરવું ઉન્નત જીવનને,
ને મુક્તિ જતી પુંઠે-વિદાયો લેતાં છેલ્લી,
કાળસિંધુ તણી વાળુ વિષે પદપંક્તિ પડેલી.

**નૃ. ભો. દ્રીવેટીયા.**

જે મહાત્માના જીવનપ્રસંગોનો ઇતિહાસ આપવા-ને આ પ્રયાસ કરવામાં આવ્યો કે તે ઇતિહાસ તેમના સ્વર્ગગમન સાથે જ પૂરો થાય છે, પરન્તુ તેટલેથી આ પ્રયાસનો હેતુ સરતો નથી. એ મહાત્માના જીવનનું સિંહાવલોકન કરતાં તેમાંથી ઉપાદેય વસ્તુ શું જડી આવે છે એ જ્યાંસુધી કહેવામાં આવે નહિ, ત્યાંસુધી ગ્રંથ અધૂરો જ લેખાય.

મનુષ્યજીવનના જૂદા જૂદા ભાગો પાડીએ તો સામાન્ય રીતે તેના ચાર વિભાગ પડી શકે: બાલ્યાવસ્થા અને વિદ્યાર્થીજીવન; તરૂણાવસ્થા અને ગૃહસ્થજીવન; પ્રૌઢાવસ્થા અને કુટુંબના વડીલ તરીકેનું જીવન; તથા વૃદ્ધાવસ્થા અને શાંતિ–સમાધિમય જીવન; પરંતુ આ જીવનચરિત્રના નાયકને એ ચારે અવસ્થામાંથી પસાર થવું પડ્યું નથી, એ તો આપણે જોઇ ગયા છીએ, એટલે જે જે અવસ્થાઓમાંથી તે પસાર થયા હતા તે તે અવસ્થાઓનું જ અવલોકન કરવાનું જ અત્ર ઉચિત લેખાશે. એક ઉચ્ચ કુળના પણ સામાન્ય કુટુંબમાં તેમનો જન્મ થયો હતો. સામાન્ય કેળવણી તેમણે લીધી હતી. એ ભવિષ્યના મહાત્મા હોવા છતાં બાલ્યાવસ્થામાં કેટલાક અન્ય મહાત્માઓની પેઠે અદ્‌ભુત ચમત્કારો દેખાયા હતા, બલકે માતાના ગર્ભમાં હતા ત્યારથી જ તેમની મહાપુરૂષતાનાં ચિન્હો દેખાવા લાગ્યાં હતાં, એવું કશું અમે કહેતા નથી કે જાણતા પણ નથી. તેમની એક વિશેષતા માત્ર નૈસર્ગિક વૈરાગ્યની હતી અને તે કિશોર વયમાં જ દેખાવા લાગી હતી. વેવીશાળ નહિ થવા દઇને, ધાર્મિક અભ્યાસ લંબાવીને, આગ્રહપૂર્વક કષ્ટ વેઠીને તેમણે વૈરાગ્ય અંગીકાર કરવાની અનુજ્ઞા વડીલ ભાઈ પાસેથી મેળવી

હતી, એટલું જ નહિ પણ પોતાના નાના ભાઈને પણ દીક્ષા અપાવતાં તેમણે સાંસારિક સ્થિતિનો ખ્યાલ પણ આણ્યો નહોતો, એ બનાવો આપણને એ મહાપુરૂષમાં કોઈ* પૂર્વ ભવના દૃઢ વૈરાગ્યયુક્ત સંસ્કારો જડાએલા હોવાનું ભાન કરાવ્યા વિના રહેતા નથી. જેવી રીતે કવિઓ, રાજદ્વારીઓ અને અન્ય વિદ્વાનો બનાવ્યા બનતા નથી પણ જન્મે છે, તેવી રીતે મહાપુરૂષો પણ જન્મે છેઃ એકલા અભ્યાસથી કે બહુશ્રુતતાથી મહાપુરૂષત્વ આવતું નથી, એટલે કે એ એક બાહ્ય ગુણ નથી કિન્તુ આંતર્ ગુણ છે. લાધાજી સ્વામીમાં આપણે એ રીતે જન્મસિદ્ધ વૈરાગ્યને જોઈ શકીએ છીએ, જેમાં સાધુપુરૂષોના સમાગમથી વિકાસ તથા વૃદ્ધિ થએલાં હોય એવું માલુમ પડે છે.

તરુણાવસ્થામાં તેમણે ગૃહસ્થ જીવન ગાળ્યું નથી કિન્તુ માત્ર વિદ્યાર્થી જીવન ગાળ્યું છે અને એક વિદ્યાર્થી તરીકે તે કેવા હતા તે પૂર્વે કહી જવામાં આવ્યું છે. સતત અભ્યાસ, મનન અને નિદિધ્યાસ એ એમના વિદ્યાર્થી જીવનનું મુખ્ય તત્ત્વ હતું. દીક્ષા ગ્રહણ કર્યા પછી અત્યંત શ્રમ અને ખંતપૂર્વક તેમણે જૈન ધર્મશાસ્ત્રોનો, સંસ્કૃત પ્રાકૃતાદિ ભાષાઓનો, એ ભાષાઓના સાહિત્યનો અને અન્ય ધર્મોના

તત્ત્વ તથા સિદ્ધાંતોનો જ અભ્યાસ કર્યો હતો. એમની ખંત તથા શ્રમનો ખ્યાલ એટલા ઉપરથી જ આવી શકશે કે ૬ સૂત્રો તેમણે જિહ્‌વાગ્રે કર્યાં હતાં ! ઘણાઓ આ કાર્યને એક પ્રકારની ગોખણપટ્ટી માનશે, પરન્તુ એ માન્યતામાં સમાએલી ભૂલનું અત્ર નિરસન કરવાની જરૂર છે. એક વસ્તુને સ્મૃતિમાં જડી લેવાને એકલી ગોખણપટ્ટી જ કરવી જોઈએ એ માન્યતા ભૂલભરેલી છે. ગોખણપટ્ટી કે જે સામાન્ય રીતે નિંદ્ય લેખાય છે તે એક વસ્તુને સમજ્યા વિના જેમની તેમ પુનઃ પુનઃ બોલીને કંઠાગ્રે કરવી એનું નામ છે અને આજકાલ ઘણા વિદ્યાર્થીઓ કે જેઓ બુદ્ધિમાં ઓછા પણ શ્રમ લેવામાં પાવરધા હોય છે તેઓ આવી સમજ્યા વગરની ગોખણપટ્ટીથી વિષયોને કંઠાગ્રે કરી પરીક્ષા આપવા બેસે છે; પરંતુ એ સમજ્યા વગરની ગોખણપટ્ટીનું ફળ એ આવે છે કે સવાલનો જવાબ આપતી વેળાએ એકને બદલે બીજો વિષય ભડભડાટ—એક યંત્રની પેઠે લખી કે બોલી નાંખે છે ! પરીક્ષક એની એ ગોખણપટ્ટીનું મૂલ્ય સમજીને તે બિચારા મહેનતુ પણ ઓછી બુદ્ધિના વિદ્યાર્થી ઉપર દયા જ લાવે છે. પરંતુ કોઇ વસ્તુને સમજી લેવી—ધારી લેવી અને પછી એક, બે, કે ત્રણ વાર વાંચી જવી, એ

રીતે પણ સામાન્ય રીતે તે વસ્તુ સ્મૃતિમાં જડાઈ જાય છે અને તેથી તે કંઠાગ્રે થઈ જાય છે. મોટા ગ્રંથો એવી રીતના પુનઃ પુનઃ વાચન તથા પરિચયથી પણ કંઠાગ્રે થાય છે અને તેમાં વાચકની ગ્રહણશક્તિની જ વિશિષ્ટતા રહેલી હોય છે. જે જે સૂત્રગ્રંથો અતિ પરિચય, વ્યાખ્યાન, વાચન, વિવેચન ઈત્યાદિના પ્રસંગોમાં લાધાજી સ્વામીને કંઠાગ્રે થઇ ગયા હતા, તેતે સૂત્રગ્રંથો ઉપર વ્યાખ્યાન વાંચવાનું કાર્ય તેમને તેમની ચક્ષુહીન અવસ્થામાં બહુ સુગમ્ય થઇ પડ્યું હતું. મૂળપાઠ તે પોતાની સ્મૃતિમાંથી બહાર લાવતા. પોતાના વ્યાકરણાદિના જ્ઞાનવડે તેના તે અન્વયાર્થ કરતા અને પછી પોતાની વાગ્ધારાના પ્રવાહદ્વારા તે લંબાણ વ્યાખ્યાન ચલાવી શ્રોતાઓને ઉપદેશામૃતનું પાન કરાવતા. આવી અભ્યાસી વૃત્તિ, આવી ખંત, આવો ઉત્સાહ થોડા જ સાધુમુનિઓમાં આજકાલ જોવામાં આવશે; પરંતુ જ્ઞાન એ આ ભવોદધિ તરવાને એક મૂલ્યવાન ઉપકરણરૂપ નૌકા છે અને પૂર્વ સંસ્કારસિદ્ધ જે જ્ઞાનના સંસ્કારો આત્માને મળેલા હોય છે તેના વિકાસ માટે અભ્યાસ, શ્રમ તથા ખંતની આવશ્યકતા છે. જેવી રીતે મુનિઓને અભ્યાસની જરૂર છે, તેવી જ રીતે સંસારીઓને અને યુવકોને પણ તેની જરૂર છે

અને જ્યાંસુધી આ ચરિત્રના નાયકની પેઠે અભ્યાસ કરવામાં એકાગ્ર ચિત્ત કરવામાં આવે નહિ ત્યાંસુધી અભ્યાસનો હેતુ પણ ભાગ્યે જ પરિપૂર્ણ થએલો લેખાય.

લાધાજી સ્વામી એક વિદ્વાન હતા, પરન્તુ મોટા કવિ કે ગ્રંથકાર નહોતા; તથાપિ તેમના અભ્યાસ તથા જ્ઞાનનો પરિચય કરાવનારો એક ગ્રંથ તેમણે ગુંથ્યો છે અને તે જૂદાં જૂદાં જૈન પ્રકરણોના સંગ્રહનો છે. જેને થોકડાના નામથી ઓળખવામાં આવે છે તે થોકડા તેમણે સ્થાનકવાસી જૈનોને માટે પહેલી જ વાર તૈયાર કર્યા હતા અને પાછળ-થી તે છપાઇ પ્રસિદ્ધ થયા હતા.

એક સાધુ તરીકેનું લાધાજી સ્વામીનુ જીવન ઉજ્જવલ અને યશસ્વી હતું. સાધુજીવનનો ઉદ્દેશ તે સારી પેઠે સમજતા હતા અને પોતે સંસારનો ત્યાગ કર્યો છે તેનો હેતુ સ્વાત્માનું કલ્યાણ કરવા ઉપરાંત અન્ય જીવોને સન્માર્ગ બતાવવાની જોખમદારી ગ્રહણ કરવાનો પણ છે એવું તે હંમેશાં ધ્યાનમાં રાખતા. આ સમજણથી તેમણે જૂદાં જૂદાં ક્ષેત્રોમાં વિહાર કરવા ઉપરાંત નવાં નવાં ક્ષેત્રો ઉઘાડ્યાં હતાં, નવા પ્રદેશોમાં પ્રવાસ કરતાં સહન કરવા પડતાં કષ્ટો વેઠ્યાં હતાં, ચક્ષુહીન અવસ્થામાં પણ બની શકતાંસુધી

વિહાર કરવાની અને ઉપદેશ પ્રચાર કરવાની પ્રવૃત્તિ ચાલુ રાખી હતી અને જૈનો ઉપરાંત જૈનેતરો અને યુરોપીઅન ગૃહસ્થોને પણ જૈનધર્મના સિદ્ધાંતો સમજાવી તેમની સાથે ચર્ચા કરી તેમને સંતોષ આપ્યો હતો. આ બધો શ્રમ તે માત્ર ઉપદેશપ્રચારના હેતુથી જ લેતા હતા. કેટલાક સાધુઓ આજકાલ કીર્તિની વાંચ્છનાથી કે પોતાને મોટાને કહેવડાવવાને મોટા માણસોનો પરિચય કરે છે, મોટી મોટી સભાઓ બોલાવી વ્યાખ્યાનો આપે છે, અન્યધર્મીઓ સાથે જાહેર વિવાદની વિતંડામાં ઉતરીને કલહનાં બીજો રોપે છે અને વર્તમાનપત્રોમાં પોતાના નામનાં ગુણગાનનાં લાંબા રિપૉર્ટો છપાવે છે એવું કશું તેમને પસંદ નહોતું. પોતાના હેતુની બહાર જતી કોઇ પણ પ્રવૃત્તિને તે અંગીકાર કરતા નહિ. ધર્મચર્ચા માટેનાં આહ્વાનો તેમણે સ્વીકાર્યાં પણ હતાં અને અસ્વીકાર્યાં પણ હતાં: જ્યાં તેમને વિતંડા અને કલહવિવર્ધક હેતુ જણાયો હતો ત્યાં તેમણે એવી ધર્મચર્ચામાં ઉતરવાની ના કહી હતી, અને જ્યાં તેમને પરસ્પર જ્ઞાનવિનિમયનો હેતુ જણાયો હતો ત્યાં તેમણે એવી ચર્ચામાં ઉતરવાનું સ્વીકાર્યું હતું. આ બતાવે છે કે કીર્તિની વાંચ્છનાથી તેમણે કોઇ પણ જાહેર કાર્યો કર્યાં નહોતાં: માત્ર પોતાના

સાધુધર્મ ઉપર જ એકાગ્ર ધ્યાન લગાવી રાખ્યું હતું. જે સત્યાગ્રહના પ્રસંગનું કથન આ પુસ્તકના એક પ્રકરણમાં કરવામાં આવેલું છે તે પણ સાધુધર્મની ઉચ્ચ ગણના કરવાની તેમની વૃત્તિનું જ પરિણામ છે. બહારથી સારૂં દેખાડવા પણ અંદરથી પૂર્વવત્ વ્યવહાર ચલાવવાના હેતુથી જે કાંઈ કરવામાં આવતું હતું તેની સામે થવામાં તેમણે સ્વધર્મ પ્રતિપાલન કરવા માટેની ઉગ્ર વૃત્તિનું જ દર્શન કરાવ્યું હતું. આજકાલ પણ ઘણા સાધુઓ નિઃસ્પૃહ ભાવે જેમ ચાલે તેમ ચાલવા દેવાનું અને બહુ ઝીણવટ કર્યા વિના પોતાનું કાર્ય કર્યે જવામાં જ પોતાનું ધ્યાન રોકી રાખવામાં ડહાપણ સમજે છેઃ પરન્તુ સંપ્રદાયને માટે એ એક વિઘાતક નીતિનો જ પ્રકાર છે. "જેમ ચાલે તેમ ચાલવા દેવું" એવી વૃત્તિ જો સૌ સાધુઓ ધરાવે તો પછી સંપ્રદાયનું વહાણ દરિયામાં પવનની ગતિની સામે ચારે દિશાએ અથડાયા જ કરે અને ઇષ્ટ દિશાએ તે કદાપિ ગતિ કરી શકે નહિ. એક દિશાનો પવન વધારે જોરદાર અને મજબૂત હોય તો તે વહાણને એક બાજુએ ખેંચી જાય અને પુનઃ પવન બદલાતાં વહાણ બીજી જ દિશા તરફ ચાલવા લાગે! જ્યારે આ પ્રમાણે તે બહુ અથડાય અને પ્રવાસની દિશાનું

ભાન પણ વહાણમાંના ઉતારૂઓ ભૂલી જાય તો કોઈ અણધાર્યો વંટોળ ઉઠતાં વહાણ ભાંગીને ભૂકો થઇ જવાનો ભય શું નથી રહેતો? તાત્પર્ય એ છે કે વહાણમાંના પ્રત્યેક ઉતારૂએ પોતપોતાની જોખમદારી સમજવી જોઇએ અને જેમ ચાલે તેમ ચાલવા દેવું એવી ઉદાસીન વૃત્તિ રાખવી જોઇએ નહિ. એ જોખમદારી સમજીને વર્તતાં આત્મસાક્ષીપૂર્વક કોઇ વાર કેપ્ટનના અભિપ્રાયથી જૂદા પડવાની ફરજ પડે તો તેમ કરતાં પણ શામાટે ડરવું જોઇએ? પૂજ્ય શ્રી લાધાજી સ્વામીએ એ જ રીતે આત્મસાક્ષીપૂર્વક પોતાને વાજબી જણાયું તેવો અભિપ્રાય ધરાવ્યો હતો અને એ અભિપ્રાયની અવગણના કરનારાઓની સામે સત્યાગ્રહ ધારણ કર્યો હતો, અને જો તે સાચો સત્યાગ્રહ હતો, શુભ હેતુવાળો હતો, પોતાના આત્માની સાક્ષીપૂર્વક તે નિર્દોષ હતો, તો છેવટે તેનો વિજય થયો હતો.

• એક ગુરૂ તરીકે પૂજ્ય શ્રી લાધાજી સ્વામી કેવા કૃપાળુ હતા તે તો તે મહાત્માના શિષ્યો સિવાય બીજાઓની કલ્પનામાં ભાગ્યે જ આવી શકશે. જેવી રીતે અંતસમયે તેમણે પોતાના શિષ્યોને કદાપિ ક્રોધ નહિ કરવાનો ઉપદેશ આપ્યો હતો, તેવી રીતે તેમણે પોતે પણ કદાપિ ક્રોધ કર્યો

નહોતો. શિષ્યોને સૂત્ર વંચાવતાં, અભ્યાસ કરાવતાં કે તેમની શંકાઓનું સમાધાન કરતાં ઘણી વાર કંટાળો આવે એટલી હદસુધી તેમની સહનશીલતાની કસોટી થતી. જે તે શીખવતા તે પુનઃ પુનઃ વિસરી જવાથી તેમને પુનઃ પુનઃ શીખવવાની તસ્દી લેવી પડતી, પરન્તુ તે વખતે તેમણે કદાપિ કંટાળો, ક્રોધ કે ભ્રુકુટીનો સંકોચ સરખોએ દર્શાવ્યો નહોતો! આ જગતમાં પિતા અને ગુરૂ એ બે એવા અમૂલ્ય સંબંધો છે કે જેમની મીઠી મધુરી છાયામાં પુત્ર અને શિષ્યનું હમેશાં હિત જ સધાય છે. પિતા કરતાં પુત્ર વધારે હુશિયાર નીવડે અને વધારે કમાઉ થાય, તેવી જ રીતે ગુરૂ કરતાં 'શિષ્ય વધારે વિદ્વાન્ નીવડે અને લોકોના આદરને પાત્ર થાય તો તેથી પિતા અને ગુરૂનો આનંદ હમેશાં વધે છે. બીજી વ્યક્તિઓને તેમજ ભાઇઓ તથા ગુરૂભાઇઓને તેથી ઇર્ષ્યા થઇ આવે છે, પણ પિતા અને ગુરૂને તો તે પરમ આનંદનો વિષય હોય છે: તેવી જ રીતે લાધાજી સ્વામી શિષ્યોને પોતાના કરતાં પણ વધારે વિદ્વાન્ બનાવવાની કાળજી રાખતા અને તે માટે તેમને પુનઃ પુનઃ શ્રમપૂર્વક અભ્યાસ કરવાનું પણ કહ્યા કરતા. પરન્તુ અખૂટ સાગર ભર્યો નજર સમીપે હોવા છતાં હાથી તેમાંથી પેટ ભરીને પાણી પી લે, ચકલી

એકાદ બે ચાંચ ભરતી—ન ભરતી ઉડી જાય છે અને ચાતક તો તે પાણી તરફ જોતું પણ નથી; એવી રીતે જ્ઞાનસાગરમાંથી સૌ પોતપોતાના ગજાપ્રમાણે અને પૂર્વ સંસ્કાર પ્રમાણે પાન કરી શકે છે.

ગચ્છાધિપતિનું પદ પૂજ્ય શ્રી લાધાજી સ્વામીએ બહુ થોડો વખત ભોગવ્યું હતું એટલે એ પદવીએથી તેમણે કરેલાં કાર્યોનો લાંબો ઉલ્લેખ કરી શકાય તેમ નથી; તોપણ એ પદ ચક્ષુહીન અવસ્થામાં તેમને મળ્યું હોવા છતાં સંપ્રદાયમાં સંપ ટકી રહે તથા સાધુવૃંદ સ્વધર્મને અનુસરતાં ઇષ્ટ કાર્યોમાં હમેશાં રત રહ્યા કરે એવી શૈલીથી તે હમેશાં કામ લેતા હતા. પોતાની શાંત વૃત્તિને લીધે તે કોઇને બહુ માઠું લગાડવા જેવું કરતા નહિ, પરન્તુ ગંભીર હાનિ થવાનો પ્રસંગ જો તે જોતા હોય તો તે વખતે જેને જે કાંઇ કહેવું ઘટે તે કહેવામાં તે કદાપિ પાછળ હઠતા નહિ: કોઇ રૂણ રીતે સંપ્રદાયરૂપી વહાણ દરિયામાં એકસરખી રીતે ઇષ્ટ દિશાએ જ આગળ વધતું રહે એ તેમનું દષ્ટિકેન્દ્ર હતું, અને તેથી જ તેમની પૂજ્ય પદવીનો ઘણો ટુંકો સમય પણ હજી ઘણાના સ્મૃતિપટમાં વજ્રલેપ થઇને રહ્યો છે. તેથી જ શાસ્ત્રી ભાણજીભાઇ એટલેસુધી કહે છે કે—

जीवाः कुसंगिन इहैव महाश्रयेण ।
सम्यग्भवन्ति सुतरामकुसंगिनस्ते ॥
किं चाधिकं हि विमलौ ह्यवतारभेदौ ।
नृणां सुखाय भुवि किं मुनिनाथ कस्य ॥

અર્થ—આ મહાત્મા (લાધાજી સ્વામી)ના સંગમથી કુસંગી મનુષ્યો પણ સુસંગી થાય છે. વળી આ મહાત્મા ભવ્યજીવના સુખને અર્થે જાણે આપોઆપ જીનેશ્વર દેવના અવતારે જ આ પૃથ્વીપર આવ્યા ન હોય!



## પરિશિષ્ટ.

---

### પંડિત મહારાજ શ્રી ઉત્તમચંદજી સ્વામીએ રચેલા શ્લોકો.

### शार्दूल.

कीर्त्तिर्यस्य दिगंतगातिमहती प्रज्ञापि लोकातिगा ।
यद्विद्याखिलदुर्नयस्य दलनो निःशेषजाडचापहा ॥
भक्तानामथ सर्वतापशमनी यत्सूक्तिमुक्तावली ।
तस्मै संतु मुनीश्वराय शतशः शश्वत्प्रणामा मम ॥१॥

**ભાવાર્થ**—જેની કીર્તિ દિશાના અંત પ્રત્યે જતી હવી ને અતિ મહતી પ્રજ્ઞા પણ લોકથી અધિક હોતી હવી, વળી જેની વિદ્યા સમગ્ર દુર્નયનો નાશ કરનારી તથા સમસ્ત જડ ભાવને હરનારી હોતી હવી, એથી આગળ જેની મોતીની પંક્તિ સમાન રૂડી વાણી ભક્ત જનોના તાપને શમાવનારી હોતી હવી, એવા તે મુનિના ઈશ્વર લાધાજી સ્વામીને મારા નિરંતર સો વાર પ્રણામ હો. ૧

सद्भिः साधुसभासु यस्य नितरां शुभ्रं यशो गीयते।
दुर्वादिद्विपदर्पदारणविधौ यो नृसिंहायते ॥

**सूक्तैः सूर्यकरोपमैर्हरति यो ध्वांतं दुरंतं धिय। ।**
**तस्मै संतु मुनीश्वराय शतशः शश्वत्प्रणामा मम ।।२।।**

**ભાવાર્થ**—સત્પુરૂષોએ હમેશાં રૂડી સભાઓને વિષે જેનો પવિત્ર જશ નિરંતર ગાયો છે અને દુર્વાદિરૂપ હસ્તીના દર્પનો નાશ કરવાની વિધિને વિષે દર્પવાળા સિંહની પેરે આચરણ કરતા એવા તે મુનિના ઇશ્વર લાધાજી સ્વામીને મારા નિરંતર સો વાર પ્રણામ હો. ૨.

**अज्ञाः प्राज्ञतमा भवंति मलिनाः पुण्याश्च यत्सेवया ।**
**यो रत्नत्रयभूषणः सुनिपुणो ह्याचार्यचर्याचणः ॥**
**ख्यातो निंबपुरस्थगच्छतिलकः श्रीलब्धजिन्नामक-**
**स्तस्मै श्रीगुरवे भवंतु शतशः शश्वत्प्रणामा मम ॥३॥**

**ભાવાર્થ**—અજ્ઞાનીયો, પ્રજ્ઞાવંતો, મલીનો જેની સેવા કરવાવડે કરી પવિત્ર થાય છે, વળી જે ત્રણ રત્નનાં અલંકારરૂપ, વળી અતીશય નિપુણ એવા, વળી આચાર્યની ચર્યામાં વિચક્ષણ એવા (પ્રસિદ્ધ એવા) નિંબપુરીના ગચ્છમાં તિલક સમાન એવા શ્રી લાધાજી નામ છે જેનું એવા તે મુનિઓના ઇશ્વર લાધાજી સ્વામીને મારા નિરંતર સો વાર પ્રણામ હો. ૩.

## उपजाति.

**अखंडसन्मंडलमंडनाय, प्रचंडपाखंडविखंडनाय ।**
**स्यनद्वादमार्गप्रवणाय भूयो, भूयान्नमो भूरिगुणोदयाय॥४॥**

**ભાવાર્થ**—અખંડ રૂડા મંડલના મંડનરૂપ અને પ્રચંડ પાખંડના ખંડન કરનાર એવા, સ્યાદ્વાદ માર્ગને વિષે પ્રવિણ એવા ને ઘણા ગુણોનો ઉદય છે જેનો એવા લાધાજી સ્વામીને અર્થે મારા નમસ્કાર હો. ૪

**यदाश्रयान्मत्सदृशा अनेके, मंदामुनित्वं बहुलं प्रयांति।**
**गुणालियंते मलयालयाश्च, नमाम्यहं तं मुनिराजराजं ॥५॥**

**ભાવાર્થ**—જેના આશ્રયથી મારા સરખા અનેક મંદ્દ બુદ્ધિવાળા મુનિપણાને પામે છે, ને તમારા મલયના સ્થાનરૂપ ગુણો જે તે લયને પામે છે, એવા તે મુનિરાજોના રાજા લાધાજી સ્વામીને હું નમસ્કાર કરૂં છું. ૫

## अनुष्टुप्

**शिष्या उत्तमचंद्राद्या यस्य संति ह्यनेकशः ।**
**नमः तस्मै मुनींद्राय श्रिमल्लब्धजित्संज्ञिने ॥६॥**

**ભાવાર્થ**—ઉત્તમચંદ્રાદિક અનેક શિષ્યોવડે કરીને શોભાવાળું લાધાજી નામ છે જેનું એવા મુનિના ઇન્દ્રને મારા નમસ્કાર હો. ૬

## પંડિતરત્ન શ્રી રત્નચંદ્રજી સ્વામીકૃત સ્વર્ગીય
## પૂજ્ય શ્રી લાધાજી સ્વામી
## ગુણસ્મરણાષ્ટકમ્.
### शिखरिणी.

यदीयं चारित्र्यं निरुपमविशुद्धोन्नततरं ।
प्रभावोत्कर्षाया जनिगुणगरिष्ठश्रुतपरम् ॥
तमर्हं नेतारं भवजलधिपारं गुरुवरं ।
नमामो लाधाजीत्यभिधगणिनं पातकहरं ॥१॥

**ભાવાર્થ**—જેમનું ચરિત્ર શાસ્ત્રવિહિત વિધિ અનુસારી, ક્ષમાદિ ગુણોવડે ગૌરવયુક્ત, અતિશય નિરતિચારશાલી વર્તનથી ગુણશ્રેણીના ઉન્નત શિખરારૂઢ હોવાથી ઉત્કૃષ્ટ પ્રભાવ પ્રચારક બન્યું, તે ગુરૂવર કે જે સંસારસમુદ્રના કાંઠા તરફ પ્રયાણ કરી બીજાઓને સંસારસાગરના કાંઠે પહોંચાડનાર પાતકના હરનાર અને લાધાજી એવા નામથી ગણી તરીકે પ્રસિદ્ધિ પામેલા છે તે લાયક નરને અમો નમન કરીએ છીએ. ૧

गुरो यस्मिन्काले तरलनयनैर्नोऽन्वभवतां ।
सुधास्वादं साक्षात्तवदनसौम्योद्भवमलम् ॥
यदत्राऽभूत् स्वास्थ्यं मनसि समभावान्वितमहो ।
महत्त्वं किं ब्रूमो सुखदसमयस्यास्य सुविधेः ॥२॥

**ભાવાર્થ**—હે ગુરૂ ! આપની હયાતીમાં જે વખતે દર્શનાભિલાષી અમારાં નેત્રો આપના વદન ઉપર પ્રસરી રહેલ સૌમ્યભાવની પ્રુજરીઓના સંસ્પર્શથી ઉત્પન્ન થતું અમૃતનું આસ્વાદન સાક્ષાત્ અનુભવતાં હતાં, તે વખતે અમારા મનની અંદર સમભાવની રેખાથી અંકિત જે સ્વસ્થાભાવ યા તજ્જન્ય આહ્લાદભાવ ઉત્પન્ન થતો તે ખરેખર અદ્વિતીય જ હતો. અહાહા ! સદ્ભાગ્યથી પ્રાપ્ત થએલ તે સુખકારક સમયની મહત્તા જેટલી વર્ણવીએ તેટલી થોડી છે. ૨

**ગ્રહોપેક્ષાભ્યાસેઽक्रियतजडतास्माभिरथवा ।**
**तदा दत्वा शिक्षां मृदुवचनगर्भां हितमयिम् ॥**
**त्वयोद्युक्ता भूयः प्रवचनरहो भावनविधौ ।**
**प्रसंगस्यैतस्याद्यफलगुरुता भाति सुगुरो ॥ ३ ॥**

**ભાવાર્થ**—**હે** સદ્ગુરૂ ! આપની પાસે અભ્યાસ કરતાં જ્યારે શાસ્ત્રીય વિષયની ગહનતાને લીધે કે બુદ્ધિમંદતાને લીધે "આપણને આવડતું નથી" વા "બેસતું નથી" એમ કહી ઉપેક્ષા કરતા અથવા આલસ્ય કરતા ત્યારે કઠોરતાથી નહિ પણ ઘણી જ કોમળતાથી કોઇને ખોટું ન લાગે પણ પોતાની ભૂલ યા બેદરકારીનો પશ્ચાત્તાપ થાય તેવી રીતે અસરકારક ગર્ભિત વચનથી હિતમય શિખામણ આપી

આલસ્ય ઉડાડી ટટ્ટાર બનાવી શાસ્ત્રાવગાહન કરવામાં જે અમોને ઉત્તેજિત—જાગૃત કરતાં તે શિક્ષા અને તે પ્રસંગ, તે વખતે તો અમારા ચાપલ્યભાવને યત્કિંચિત્ લાગતા હતા, પણ આજે કે જ્યારે તે પરિણામ, સુંદર શિક્ષાનું સુંદર ફળ પીછાનવાને શક્તિમાન્ બન્યા છીએ તેથી તે પ્રસંગની મહત્તા પુરેપુરી અમને જણાય છે. ૩

**प्रपंचप्राचुर्यं मनसि वचने कायिककृतौ ।**
**जनानां सर्वत्रानिलवदमधत्रसमये ॥**
**तदाप्यंशेनापि त्रिकरणमनाविद्धमिहते ।**
**प्रशंसापात्रं ते हृदयसरलत्वं कियदहो ॥ ४ ॥**

**ભાવાર્થ**—હે ગુરૂ ! જે સમય દરમ્યાન સર્વત્ર ( વ્યવહારપંથમાં અને ધર્મપંથમાં ) મનુષ્યોના મનની અંદર વચનમાં અને બાહ્યકૃતિમાં પ્રપંચ, પ્રપંચ અને પ્રપંચ અર્થાત્ વાયુની માફક સર્વત્ર કુટીલ ભાવ કે ખટપટની હવા પ્રસરી રહી હતી તે વખતે પણ આપના મન, વચન અને કૃતિરૂપ ત્રિકરણ તે હવાથી લેશમાત્ર પણ સ્પૃષ્ટ નહોતા. આપના હૃદયનો આ સરલ ભાવ શું ઓછો પ્રશંસનીય છે ? નહિ, નહિ, ખરેખર તે આપના હૃદયની વિશુદ્ધિની ઉંચી કસોટી છે. ૪

**मतेर्मांद्यात् कश्चिच्चलितविषये पृच्छदनिशं ।**
**तमेव प्रश्नं चेदधिकशतधा त्वां कथमपि ॥**
**तथाप्येनं शान्त्या प्रतिजगदिथोत्साहसहित-**
**स्तदेतद्धैर्यस्यापरिमितगुरुत्वात् किमपरम् ॥ ५ ॥**

**ભાવાર્થ**—હે ગુરૂવર્ય ! આપની પાસે સ્વસંપ્રદાયના અને અન્ય સંપ્રદાયના ઘણા મુનિઓ શાસ્ત્રાભ્યાસને માટે આવતા તેમાંના કોઇ મંદ બુદ્ધિને લીધે ચાલતા વિષયમાં એક વાર નહિ પણ અનેક વાર તેના તે પ્રશ્ન પૂછે, તોપણ આપ તેનાથી કંટાળતા નહિ એટલું જ નહિ પણ કદાચ સો વાર કે તેના કરતાં પણ વધારે વખત તે વાત ભૂલી જવાને લીધે ફરી ફરી આપને પૂછે તોપણ આપનું હૃદય ધીરજ ગુમાવી બેસતું નહિ પણ શાન્તિપૂર્વક આગલાને શર્મની સાથે પણ ઉત્સાહ વધે તેવી રીતે વારંવાર તેને જવાબ આપતા અને કંટાળી ન જવાનો હિતબોધ આપતા. એ બીનાને ધીરજનાં અપરિમિત ગૌરવ સિવાય બીજું શું કહી શકાય ? અર્થાત્ આપના ધીરજનું અપરિમિત ગૌરવ સાધવાને આપની જીવનચર્યાના પ્રસંગો અનેક છે પણ સાધકોને આ એક જ પ્રસંગ બસ છે. ૫

**प्रवृत्तिः संशुद्धा गुण[illegible] तव यदा ।**
**चिरादभ्यासेन स्मृतिपथमुपैति प्रतिपलम् ॥**

**अदृश्येपि स्थूले सपदि तव देहे मनस्विन ।**
**स्वरूपं ते साक्षादिव समुपतिष्ठत्यतितराम् ॥६॥**

**ભાવાર્થ**—હે પવિત્ર મૂર્તે ! આપની સમજાવવાની યુક્તિ, બોલવાની શાન્ત રીતિ, મનની સ્વચ્છતા, નિઃસ્વાર્થ સાત્વિક પ્રેમથી ભરેલી દરેક જાતની વિશુદ્ધ પ્રવૃત્તિ કે જે પ્રવૃત્તિનું શરીર ગુણમય જ છે ( નથી એક પણ દોષ અંશ જયાં ) તે પ્રવૃત્તિ અને આપની રીતભાત ચિરકાળના સહવાસના અભ્યાસબળથી પ્રતિપળ અમારા હૃદયમાં સ્મૃતિગોચર થાય છે. જયારે તેનું સ્મરણ થાય છે ત્યારે આપના સ્થૂલદેહની આ સમયે અત્રે ગેરહાજરી હોવા છતાં પણ અમારા હૃદયમંદિરમાં તે આપનું બાહ્ય અને અભ્યંતર ગુણમય પ્રવૃત્તિમય સ્વરૂપ સાક્ષાતની પેઠે ઉપસ્થિત થાય છે. ૬

**त्वदीयं सद्वृन्तं स्मरति हृदये कोप्यमिनवो।**
**रसस्यंदोऽमन्दः प्रसरति सदानन्दसरितः ॥**
**भवत्येवं सद्यस्त्रिविधपरितापोपशमनं ।**
**प्रभावोयं मन्ये तवविशदवृत्तस्य सुगुरो ॥ ७ ॥**

**ભાવાર્થ—હે** સદ્ગુરો ! આપના નિર્મળ સદ્વર્તનનો પ્રભાવ કાંઈ અલૌકિક હોય એમ મને જણાય છે, કેમકે

જ્યારે જ્યારે આપના સદ્વર્તનનું અમારું હૃદય સ્મરણ કરે છે ત્યારે ત્યારે તે હૃદયમાં કાંઇક અભિનવ આનંદની સરિતામાંથી અમંદ રસનો પ્રવાહ પ્રસરે છે અને તેથી તરત જ ત્રિવિધ (આધિ, વ્યાધિ, ઉપાધિ, આધ્યાત્મિક ભૌતિક અને આધ્યાત્મિક દૈવિક) પરિતાપનું ઉપશમન થાય છે. ૭

**गुरो त्वत्सानिध्यं समभिलषमाना वयमलं ।**
**स्वभावं ते शान्तं गुणमयवपुर्जीवनबलं ॥**
**त्वदाराध्यं कृत्यं सुपरिणतविज्ञानममलं ।**
**सदेच्छामः सिद्धिर्भवतु कृपया ते ह्यविकलम् ॥ ८ ॥**

**ભાવાર્થ**—હે ગુરો! આપનું પૂર્ણ સાનિધ્ય ઇચ્છતા અમો હાલ તો એટલું જ માગીએ છીએ કે "આપના જેવો શાન્ત સ્વભાવ, ગુણમય શરીર, ઉચ્ચ પુરૂષાર્થ સાધ્ય થાય તેવું જીવનબળ, આપનાં આચરેલ વિશુદ્ધ અનુષ્ઠાનો, અને પરિપકવ દશાને પામેલું નિર્મળ વિજ્ઞાન" અમને પ્રાપ્ત થાઓ અને આશા છે કે આપની શુભ કૃપાના બળથી તે સકળ યથેષ્ટ સિદ્ધિ થશે જ. ૮



# અગાઉથી થએલા ગ્રાહકોનાં નામ.

| નકલ. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧૧ | વકીલ મોહનલાલ છગનલાલ તલસાણીયા | વઢવાણ કેમ્પ |
| ૯ | સ્વર્ગસ્થ કલાપીનાં સ્નેહરાજ્ઞી ગં. સ્વ. મોંઘીબા. | લાઠી |
| ૫ | શાહ દેવીદાસ જગજીવનદાસ | ચોરવાડ |
| ૨ | ગોપાળજી રૂગનાથ મહેતા | વઢવાણ કેમ્પ |
| ૨ | હકમીચંદ ભગવાનજી દોમડીયા | ,, |
| ૨ | ઘડીઆળી મનસુખલાલ હંસરાજ | ,, |
| ૧ | વકીલ માણેકલાલ નાગરદાસ | ,, |
| ૧ | મોહનલાલ કસ્તુરચંદ શાહ | રાજકોટ |
| ૧ | ભાવસાર ભલાભાઇ નાગરદાસ | કડી |
| ૨ | ,, ઇશ્વરભાઇ મગનલાલ | ,, |
| ૧ | ,, મનસુખ ડોશલચંદ | ,, |
| ૨ | શેઠ મણિલાલ દલસુખરામ | ,, |
| ૧ | શેઠ કેશવલાલ શામળદાસ | ,, |
| ૨ | શાહ ગગાભાઇ દેવચંદ | માલીકા |
| ૧ | શાહ હીરાચંદ જીવણ | તરમણીયા |
| ૧ | કોઠારી માણેકચંદ બેચર | ,, |

| | | |
|---|---|---|
| ૧ | શાહ પદમશી તલકશી | તરમણીયા |
| ૧ | શાહ તલકશી ઓધડ | મારજ—નાડોદા |
| ૧ | પટેલ લખાભાઇ દેસાઇભાઇ | ,, |
| ૧ | શાહ છન્નુ ભાઇચંદ | ,, |
| ૧ | શાહ નાગરદાસ જીવરાજ | ,, |
| ૧ | શાહ ગણેશ રૂપા | કુવા |
| ૧ | શાહ મગનલાલ જસરાજ | ,, |
| ૧ | શાહ રતિલાલ છગનલાલ | સુજપર |
| ૧ | શાહ અમૃતલાલ ઉજમશી | કુવા |
| ૧ | શાહ લક્ષ્મીચંદ હરી | ,, |
| ૧ | શાહ વેલશી ફુલચંદ | ,, |
| ૨ | રાણાશ્રી જાલમસિંહજી ફતેસિંહજી | વડોદ |
| ૨ | રાણાશ્રી દેવીસિંહજી મોતીભાઈ | ,, |
| ૨ | શાહ પુરૂષોતમ ખુશાલ | ,, |
| ૨ | શાહ પુરૂષોતમ પુંજાભાઇ | ,, |
| ૨ | શાહ ચતુરભાઈ હલુ | ,, |
| ૧ | પારેખ ત્રીભોવન વલ્લભ | ,, |
| ૧ | પારેખ ધારશી વલ્લભ | ,, |
| ૧ | પારેખ વલ્લભ હીરજી | ,, |

| | | |
|---|---|---|
| ૧ | દોશી ધરમશી ગાંગજી | ગુંદીઆળા |
| ૧ | સંઘવી લધુ ડાહ્યા | ,, |
| ૧ | ગાંધી ગુલાબચંદ હતુ. | ,, |
| ૧ | કોઠારી છગનલાલ હીરજી | કાળાશર |
| ૧ | શાહ અમીચંદ માણેકચંદ | આટકોટ |
| ૧ | શાહ તારાચંદ વીરચંદ | ઘુઘરાળા |
| ૧ | શાહ દુલભજી શામજી | ,, |
| ૨ | પીપળીઆ સ્થાનક ખાતે | ગમાબાઇના પીપળીયા |
| ૧ | શાહ પ્રેમજી પરશોતમ | બાબરા |
| ૧ | શાહ ત્રીભોવન મોનજી | ,, |
| ૧ | શાહ જીવરાજ રવજી | ,, |
| ૧ | શાહ વીઠલ ભવાન | ,, |
| ૧ | શાહ પ્રાગજી પાનાચંદ | ,, |
| ૧ | શાહ વછરાજ રણછોડ | ,, |
| ૧ | શાહ માણેકચંદ રણછોડ સ્થા. ઉપાશ્રય ખાતે. | નોલી |
| ૧ | શાહ મણિલાલ લેરાભાઇ | ખરાંટી |
| ૧ | શાહ મોહનલાલ જેચંદ | મોટા માતરા |
| ૨ | કામદાર ડાહ્યાભાઇ અંદરજી | ભાવનગર |
| ૨. | ભાયાણી હરીલાલ જીવરાજ | ,, |

| | | |
|---|---|---|
| ૨ | ગાંધી હરીલાલ કુબેરદાસ | ભાવનગર |
| ૨ | શા. લાલચંદ ત્રીભુવન | ,, |
| ૨ | શા. પાનાચંદ માણેકચંદ | ,, |
| ૧ | શા. મગનલાલ ત્રીભુવનદાસ | ,, |
| ૧ | શા. લાલચંદ ત્રીભુવનદાસ | ,, |
| ૧ | ભાયાણી નરસીંહદાસ જેઠાલાલ | ,, |
| ૧ | ગાંધી જુઠાલાલ ગીરધરલાલ | ,, |
| ૧ | શા. જગજીવનદાસ રતનશી | ,, |
| ૧ | શા. વીરચંદ પાનાચંદ | ,, |
| ૧ | ભાયાણી માવજી કેશવજી | ,, |
| ૧ | શા. જગજીવન ત્રીભુવનદાસ | ,, |
| ૧ | ગાંધી દામોદર બકોરદાસ | ,, |
| ૧ | કોઠારી જટાશંકર ત્રિભુવન | ,, |
| ૧ | મેતા મોતીચંદ અભેચંદ | મહુવા બંદર |
| ૧ | રા. ચીમનલાલ છોટાલાલ શેઠ | કલોલ |
| ૧ | રા. સુખલાલ રાજપાળ શાહ | ,, |
| ૧ | શા. રતનચંદ વરજીવન | ,, |
| ૧ | શેઠ ગીરધર નહાલચંદ | ,, |
| ૧ | શા. સોમચંદ મગનલાલ | ,, |

| | | |
|---|---|---|
| ૧ | શા. પરસોત્તમ હરગોવનદાસ | કલોલ |
| ૧ | શેઠ હીરાલાલ કુંવરજી | ,, |
| ૧ | પંડયા નટવરલાલ રેવાશંકર | મુંબાઇ |
| ૫ | શા. વેલજી ખેરાજ | તરાઢીયા |
| ૫ | શા. ખીમજી ગણેશ તેજુ | ગુંદાલા. |
| ૧ | શા. લાલજી ગોણપત તેજુ | ગુંદાલા. |
| ૪ | સંઘાણી ચુનીલાલ જગન્નાથ | રંગુન |
| ૨ | મેતા નરભેરામ ત્રીકમજી | ,, |
| ૨ | મેતા શોભાગચંદ મોતીચંદ | ,, |
| ૨ | શેઠ હીરાચંદ દીપચંદ | રંગુન |
| ૨ | શાહ ચુનીલાલ કરશનદાસ. | ,, |
| ૧ | મોદી પાનાચંદ પુંજા. | ,, |
| ૧ | શેઠ સુખલાલ ચતુરભાઈ | ,, |
| ૧ | શાહ પરશોત્તમ મોનજી | ,, |
| ૧ | કામદાર લખમીચંદ પાનાચંદ | રંગુન |
| ૧ | શાહ જમનાદાસ ઘેલાભાઈ | ,, |
| ૧ | શા. જમનાદાસ નરભેરામ | ,, |
| ૧ | એસ. કે. દફતરી | ,, |
| ૫ | પારેખ મુળજી અભેચંદ હા. બાઇ હેમકુંવર | રંગુન. |

| | | |
|---|---|---|
| ૫ | પારેખ દયાળજી અભેચંદ હ. બાઇ કસ્તુર | રંગુન |
| ૧ | શેઠ હીરાચંદ લીલાધર | ,, |
| ૧ | શાહ મોતીચંદ ગોવીંદજી | ,, |
| ૧ | શાહ પ્રભુદાસ ડાહ્યાભાઇ | ,, |
| ૧ | શાહ પ્રાણજીવન સુંદરજી | ,, |
| ૪ | કામદાર દામોદર હેમચંદ | ,, |
| ૧ | ભાઇ શીવલાલ સૌભાગચંદ | ,, |
| ૨ | પારેખ જગજીવનદાસ મકનજી | ,, |
| ૧ | રા. કેશવલાલ લખમીચંદ ડગલી | ,, |
| ૧ | રા. કેશવજી કાળીદાસ શાહ | ,, |
| ૧ | શાહ તલકચંદ નારણજી | ,, |
| ૧ | શાહ લલુભાઈ નારણજી | વઢવાણ કેમ્પ |
| ૧ | રા. અમુલખ મગનલાલ સંઘવી. | રંગુન |
| ૧ | શ્રી રામજીરખ લાયબ્રેરીના સેક્રેટરી. | બરવાળા |
| ૧ | શાહ હીરાચંદ કશળચંદ તા. સ્કુ. માસ્તર | ,, |
| ૧ | શાહ ઉજમશી દોલા | ખાંડીયા |
| ૧ | શાહ ઓઘડ મૂળજી | ખંભલાવ |
| ૧ | ડી. વી. તલસાણીયા આર્ટિસ્ટ | વઢવાણકેમ્પ |
| ૧ | ઉજમશી વેલશી તલસાણીયા | ,, |

